

# માંગલિક ગીતસંગ્રહ.


કર્તા,

સૌ. અતિલક્ષ્મી.

# માંગલિક ગીતસંગ્રહ.


સંગ્રહ કરનાર,

સૌ. અતિલક્ષ્મી.

( માધવરામ હરિનારાયણ વ્યાસની પુત્રી. )





સંવત ૧૯૬૩. સન ૧૯૦૭.

અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

કિંમત ચાર આના.

# પ્રસ્તાવના.



સુરત જીલ્લાના ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણોમાં માંગલિક પ્રસંગે ગવાતાં ગીતોનો આ સંગ્રહ છે. એ ગીતો એક પુસ્તક રૂપે છપાયલાં નહિ હોવાથી તે શિખવામાં બહુ હરકત પડતી મારા જોવામાં આવી. જે સ્ત્રીને ગીતો શિખવાની ઇચ્છા હોય તે પોતાની સગી બીજી સ્ત્રી જેને ગીતો મ્હોડે હોય તેની પાસે શિખવાનો પ્રયત્ન કરે, તે પોતાની અનુકુળતા પ્રમાણે નવરાશને સમયે થોડા થોડા શબ્દ મોહોડે ગોખાવે એમ હોવાથી તે શિખવામાં ઘણો વિલંબ થાય છે અને માથાકુટ પડે છે. કેમકે બધાં ગીતો એકજ સ્ત્રીને મોહોડે હોય એવી બાઇ ઘણી થોડી હોય છે; અને તે બીજીને શીખવવાને હમેશ તૈયાર હોય એમ પણ હોતું નથી. તેમાં વળી મારા જેવી જેને પિતાની નોકરી પરદેશ હોવાથી બાળપણથી બહાર રહેવું પડે તેને તો ગીતો શિખવામાં બહુજ મુસ્કેલી પડે છે. એ હરકત દુર કરવાનો હેતુથી મારાં માતુશ્રીએ તે છપાવવાનો નિશ્ચય કર્યો; અને તે માટે દરેક ગીત લખી લેવાની તેમણે મને સૂચના કરી. તેથી જેને તેને જે ગીતો મ્હોડે આવડતાં હતાં તેની પાસેથી મેં તે લખી લીધાં.

આ સંગ્રહમાં કેટલાંક ગીતો રહી પણ ગયાં હશે. જેટલાં મળી આવ્યાં અને લખી લેવાની તક મળી તે ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એમાંનો ઘણો ભાગ મ્હારાં ફોઇ શિવગંગાબાઇ તથા કમળાગવરીએ મને લખાવ્યો હતો તેમનો આ સ્થળે મ્હોટો ઉપકાર માનું છું.

પ્રાચીન ગીતો શિખવામાં એ પુસ્તક મારી જ્ઞાતિની સ્ત્રીઓને ઉપયોગી થઈ પડશે તો મારો પ્રયત્ન સફળ થશે.

બારડોલી.
ફાલ્ગુન શુદ ૫, ૧૯૬૩.



સૌ. અતિલક્ષ્મી.

# અર્પણ પત્રિકા.

## મારાં ઘણાં વ્હાલાં માતુશ્રી સ્વર્ગવાસી રૂક્ષ્મણીબા.

તમે મને તથા મારી વ્હેનોને ઉછેરી મ્હોટી કરી, અમને ઉપયોગી કેળવણીનો લાભ આપી, અમારો ગ્રહ વ્યવહાર ચલાવવાને લાયક કર્યાં; પ્રસંગે પ્રસંગે રૂડી શિખામણો તથા દૃષ્ટાન્ત અમને સંસાર વ્યવહારનો અનુભવ આપવાનો પ્રયત્ન કર્યો. વળી હાલના સંસાર સુધારાનું મુખ્ય સાધન જે કન્યાકેળવણીને તેનો વધારો થતો જોઈ તમો બહુ રાજી થતાં અને બાળલગ્નનો અટકાવ કરવા માટે બહુ કાળજી રાખતાં એટલુંજ નહિં પણ તેનો અમલ અમો ભાઈ વ્હેનો માટે કરી બતાવ્યો. એ ઉપરાંત એક મ્હોટાં રાજ્યના પ્રધાનનાં ગ્રહીણિ હોવા છતાં શાન્ત, સાદી, અને ભલી પ્રકૃતિ, નિર્મળ અને પ્રેમાળુ અંતઃકરણ, સર્વ પ્રતિ વિવેક અને નમૃતા અને ઇશ્વર ભક્તી એ સદ્ગુણોથી તમારૂં જીવન આપણી જ્ઞાતીની સ્ત્રીઓમાં એક ઉત્તમ નમુના રૂપ હતું. વળી આ પુસ્તક તમારીજ સૂચના અને મદદથી તૈયાર થયું હતું પણ છપાઇ બ્હાર પડતાં પહેલાં તમોએ સ્વર્ગવાસ કર્યો છે. તેથી આ પુસ્તક સાથે તમારૂં નામ જોડવું એજ ઊચત છે. માટે આ પુસ્તક રૂપી પુષ્પાંજલી તમારા આત્માને અર્પણ કરૂં છું.

તમારાથી હમેશની વિયોગી તમારી,
**અતિલક્ષ્મી.**

# અનુક્રમણિકા.

## સીમંત સમયનાં ગીત.

# माङ्गलिक प्राचीन गीतसङ्ग्रह.

॥ श्री गणाधिपतये नमः ॥

## ધાણુ ભરતી વખતનું ગીત.

ગણેશની માડીરે, સોને જડીરે, રૂપલા જડયારે કમાડ ગૌરી પુત્ર ગાઇશુંરે.
ગણેશને દહીં દૂધ આચાર છે રે, પંચામૃત ઊપર ભાવ ગૌરી પુત્ર ગાઇશુંરે
ગણેશને ધોળાં વસ્ત્ર આથાર છેરે, પીળા વસ્ત્ર ઊપર ભાવ ગૌરી પુત્ર ગાઇશુંરે.
ગણેશને ગોળ ઘી આચાર છેરે, મોદક ઊપર ભાવ ગૌરી પુત્ર ગાઇશુંરે. ૧

———:———

કીયાં ભાઇને ઘેર ગણેશ બેઠા તો કીયાં વહુએ વધાવિયારે,
મારા ગણેશ દુંદાળા ને ફાંદ ફાંદાળા તો વાંકડી શુંઢ શોભાવિયારે.
ફલાણાને ત્યાં ગણેશ બેઠા તો ફલાણી વહુએ વધાવિયારે. મારા૦ ૨

———:———

કંકુના છડાને દેવાડીએરે, મોતિના ચોક પૂરાવીએરે.
લાડકડીને પરણાવીયેરે, સેવના પાટ મંડાવીયેરે.
ઘીના દીવા અજવાળીએરે, નાળીએરે અરગ દેવાડીએરે.
લીલુડે નેત્ર ઓછાડીએરે, ત્યાં રે બેસાડો વરરાયનેરે. ૩

———:———

સાથીયડો વસુદેવને દરબાર તો પોંશ પરવાળીનો સાથીયડો.
સાથીયો હારે હીર સમાય તો પનોતાં દેવકીએ પૂર્યો સાથીયડો.
સાથીયડો ફલાણાને દરબાર તો પોંશ પરવાળીનો સાથીયડો.
સાથીયડો ફલાણી બેને પૂર્યો તો પોંશ પરવાળીનો સાથીયડો. ૪

———:———

ગંગા ગોરમટી ચીકણી તેની ગાર ઘલાવો,
લીપાવો ઓરડા ઓરડી સારી ઓકળી પડાવો;
સૌભાગ્યવંતાં ફલાંણાં વહુ તેને ઓરાં બોલાવો,
ખભેરે ઘુઘરીયાળી ઘાટડી જીયા વરને વધાવો. ૫

—:—

માંડવેરે કંઈ કંકુડાં ઘોળાયે ઝીણીને લખ વીરા કંકોતરી,
સાઠીનારે કંઈ ચોખાને ખંડાવો, બંધાવોરે મારા ફલાણા ભાઇને પછેડે કે
જાય મારી ફલાણી બેનને સાસરે,
વીરારે મેંતો નાના સરખા દીઠા કે મોટા થયા ને વીર ના ઓળખ્યા.
વીરારે મેંતો ઘોડીએ પારણે દીઠા કે વેલમાફાએ મેં વીર ના ઓળખ્યા.
વીરારે મેંતો ઝભલાં ટોપીએ દીઠા કે પાઘડી શેલે મેં વીર ના ઓળખ્યા. ૬

—:—

જીરે આજ કોએલ બાઈ તમને વીનવું,
તમારા વનવગડામાં કોંનારે વિવેક મારે રાયે વખાણ્યો કેવડો.
મારે ચંપા ને ચંબેલીની જોડલી,
મારે મોગરડાના વડારે વિવેક મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે આજ હું જીયાવર તમને વીનવું.

—:—

### ઘઉં વીંણતી વખતનું ગીત.

આજ મારે કંકુનાં કામ સુરત મોકલોરે સાંઢણી
બાંધજો વડલાની ડાળ નીરજો નાગરવેલ,
પાજો જમુનાનાં નીર તડકેથી આર્વારે સાંઢણી.
આજ મારે શ્રીફળનાં કામ અમદાવાદ મોકલોરે સાંઢણી. ૮

( ઊપર પ્રમાણે.—

—:—

હાથી દાંતની ચૌરીરે સોને રૂપે રતને જડી,
તે પર બેઠાં લાડકડીરે દાદાજીને અરજ કરે;
દાદે લીલુડી શણગારીરે સોળાં સુનાં લેવા ચાલ્યા,
સ્હાંમા રાયવર મળીયારે ઠાકોર તમે કયારે ચાલ્યા,
અમ ઘેર પુત્રી કુંવારાંરે સોળાં સુનાં લેવા ચાલ્યા. ૯

( ઉપર પ્રમાણે દાદાજીની જગાએ વીર, બાપા વિ૦ પાસેના સંબંધીઓનાં નામ દેઇને ગાવું)

—:—

લવિંગ બાજઠીઓને હીરલે જડીયો, લગ્ન લાડકડીએ કાગળ લખીયો;
કાગળ લખીયોને વેગે, વેલેરા આવો મેવાડાના રાય.
કેઈ પેરે આવું મારી લગ્ન લાડકડી, આણી તેડે દરીયો ને ભરપૂર ભરીયો,
એરે સમુદ્રમાં સાંઢણી મૂકાવો, એ રીતે આવો મેવાડાના રાય.
કેઈ રીતે આવું મારી લગ્ન લાડકડી, બેન બાળક મારો છેડો ન છોડે,
બંધવ માહારી બેલ ન મૂકે, બેન બાળક તેને સાડી પેરાવો,
ભાઇને સ્નેહથી સાથે લેઈ આવો. ૧૦

—:—

મોતી છત્રે છાયારે મોતી રવ ચડે,
જીયાવર રોશે ભરાયા બોલાવ્યા બોલે નહીં.
એમના ફુલાણા બાપ તેડાવીએ,
એમની સોનૈયે પોંશ ભરાવો બોલાવ્યા બોલો નહીં,
એમના કાકા ફુલાણા તેડાવીએ,
એમની રૂપૈયે પોંશ ભરાવો બોલાવ્યા બોલે નહીં. ૧૧

—:—

નાગ ફેંણીરે અંબોડલારે, જમણેલા રચિયા છે કાપરે,
બાપ પનોતારે લાડકડીને, માડી ચઢાવે છે તેલરે.
નાગફેંણીરે અંબોડલારે, જમણેલા રચિયા છે હીરારે,
વીરા પનોતારે લાડકડીને, ભાભી ચઢાવે છે તેલરે. ૧૨

—:—

પીળો પીળો રે હળદરનો છોડ, સોહેને પીળો મારે મન વશ્યો.
મારાં લાડકડીરે તમને પીઠી ચોળેરે આજ કુંવર ઘેર સોહેલો.
રાતો રાતોરે કુંકુમનો છોડ, સોહેને રાતોરે મારે મન વશ્યો.
મારાં લાડકડીરે તમને તીલક કાઢેરે, આજ કુંવર ઘેર સોહેલો.
ધોળો ધોળોરે મોગરડાનો છોડ, સોહેને ધોળોરે મારે મન વશ્યો.
મારાં લાડકડીને તમને ચોખા ચોઢેરે, આજ કુંવર ઘેર સોહેલો.
કાળો કાળોરે કસ્તૂરી છોડ, સોહેને કાળોરે મારે મન વશ્યો.
મારાં લાડકડીરે તમને નયન આંજેરે, આજ કુંવર ઘેર સોહલો.
લીલો લીલોરે નાગરવેલ્યનો છોડ, સોહેને લીલોરે મારે મન વશ્યો.
મારાં લાડકડીને તમને તંબોળ આપેરે, આજ કુંવર ઘેર સોહલો. ૧૩

—:—

હું તમને પૂછું મારાં લગ્ન લાડકડી, લગ્ન લાડકડી વાનેલા કોણે ભર્યા.
બાપને રાજે માડી સુકુલનાર મારી સુકુળનાર વાનેલા તેણે ભર્યા.
હું તમને પૂછું મારાં લગ્ન લાડકડી લગ્ન લાડકડી વાનેલા કોણે ભર્યા.
કાકાને રાજે કાકી સુકુળનાર કાકી સુકુળનાર વાનેલા તેણે ભર્યા.
હું તમને પૂછું મારાં લગ્ન લાડકડી લગ્ન લાડકડી વાનેલા કોણે ભર્યા.
વીરાને રાજે ભાભી સુકુળનાર ભાભી સુકુળનાર વાનેલા તેણે ભર્યા. ૧૪

—:—

સજન તળાવડીમાં ઝાઝેરાં પાણી, જીલોરે જીયાવર વાડી તમારી,
પારકે પરદેશે કયાંથી વાડી હમારી, સસરાની વાડી તે પહેલી તમારી. ૧૫

—:—

રાજાની વાડીમાં રાય ચંપો મોડયો ત્યાંરે લાખેણુ વરે અંબોડો છોડયો
તેરે અંબોડો લાડકડીએ દીઠો, લાડકડીએ જઈ બાપ વિનવીયા,
બાપજી બાપજી એ વર જોજો, એ વર જોજો સોને ઘર ભરજો,
એ વર મોટો ને ફૂલડાંનો ગોટો, એ વર કાળો ને કામણગાળો.
એ વર નાનો ને મોતિનો દાણો, એ વર ગોરો ને કેડે કંદોરો. ૧૬

—:—

જીરે આંણી તીરે ગંગારે, પેલી તીરે જમુનાંરે,
વચમાં તે સરસ્વતી નદી વહે છે.
જીરે સોનાની ગેડીરે, રૂપલા દડુલોરે, રામચંદ્ર રમવાને નીસર્યા,
જીરે સોનાનું બહેડુંરે, રૂપલા ઉઢાણીરે. સીતાબાઈ પાણીડાં સંચર્યા,
જીરે રાસડી ના પહોચેરે, ઘડુલો ન બૂડુરે કૂવાને કાંઠેરે વ્હાંણું વહી ગયાં.
જીરે રામચંદ્રે પૂછયું રે, કોણ છોરે કોણ છોરે,
કોણ રાયનાં બેટીરે, કોણ તારૂં નામરે પરણી કે બાળ કુંવારડી.
જીરે હું છું હું છું રે જનકની બેટીરે,
સીતા બાઈ નામરે, હજુએ છું બાળ કુંવારડી.
સીતાબાઈએ પૂછયું રે, કોણ છોરે કોણ છોરે,
શું તમારૂં નામરે, કીયારે નગરના નરેશ છો.
જીરે હું છું રે હું છુંરે, દશરથનો પુત્રરે,
રામચંદ્ર નામરે, અયોધ્યા નગરીનો અધિપતિ.
જીરે કંકુની પડીરે, નાડાની છડીરે, લગન નિરધારી વહેલા આવજો. ૧૭

—:—

ચંપો રોપીને શ્રીકૃષ્ણ ગામ સિધાવ્યા,
ચંપે કળીઓ આવીને શ્રીકૃષ્ણ હજુએ ન આવ્યા;
રાણિ રૂકિમણીને સ્વપ્નુરે લાધ્યું, જાણે શ્રીકૃષ્ણ પરણેને મીંઢળ બાંધ્યું.
મારા સ્વપ્નામાં ચાર સૌભાગ્યવતી, ચારેના હાથમાં લાલ કંકાવટી. ૧૮
( ઉપર પ્રમાણે. શ્રીકૃષ્ણની જગાએ અને રૂકિમણીની જગાએ જે નામ દેવું હોય તે દેવું)

—:—

કન્યા લાડણીને છાના કાગળ મોકલેર, શુણ બનડાજી
મોટાનો વરવેલો ચત્રુભુજ બનડાજી.
કન્યા હું કેમ આવીશ એકલો, મારી દાતણકરવાની વરજાન, ચત્રુભુજ બનડાજી૦
મારે બાપે ચુંવાળીયા તેડાવ્યા શુણ બનડાજી.
દાતણ કરશે જીયાવરની જાનજી. કન્યા લાડણીને૦
કન્યા હું કેમ આવીશ એકલો, મારી મરદન કરવાની વરજાનજી-શુણ બનડાજી૦
મારે બાપે તે મરદનીયા તેડાવ્યા શુણ બનડાજી.

મરદન કરશે જીયાવરની જાન. કન્યા લાડણીને૦
કન્યા હું કેમ આવીશ એકલો મારી નાવણુ કરવાની વરજાનજી શુણુ બનડાજી૦
મારે બાપે તો નાવણીયા તેડાવ્યા શુણુ બનડાજી.
નાવણુ કરશે જીયાવરની જાનરે શુણુ બનડાજી. કન્યા લાડણીને૦
કન્યા હું કેમ આવીશ એકલો મારી ભોજન કરવાની વરજાન, શુણુ બનડાજી૦
મારે બાપે તે સુખડીયા બેસાડયા. શુણુ બનડાજી.
ભોજન કરશે જીયા વરની જાનરે, શુણુ બનડાજી. ૧૯

——:——

ટાઢાં શીળાં વાડીમાંનાં વંનરે, તેથી રે શીળો રે હમારો માંડવો.
હમારે માંડવે જોશીડા તેડાવોરે, જોશીડા છે ફલાણી વહુના કંથરે,
રાણીના જાયા આવશો તો રંગ રહેશે.
મોટાના માંડવડા રળીઆમણા.
હમારે માંડવે ચીતારા તેડાવોરે, ચીતારા તો ફલાણી બેનના કંથરે,
ફલાણા જમાઈ૦ દાશીના જાયા આવો૦ મોટાના માંડવડા૦ ૨૦

——:——

## પાપડ સેવ વખતનાં ગીત.

——:——

ઉડો ઉડો ભમરાજી રઢીઆળારે, જઈ બેસો કાશી ગામને તોડેરે,
જમાઈ તો ઘેર નહીં ઉતારેરે, ફલાણી બેને આદરમાનજ દીધાંરે.
આપ્યાં છે બે પાનરે પાનનો વ્હાળેરો છે રંગરે
બાપ ઘેર માંડયો છે રાયજંગરે.
ઉડો ઉડો ભમરાજી રઢીઆળારે, જઈ બેસો ગોકુળ ગામને તોડેરે,
જમાઈ તો ઘેર નહીં ઊતારે રે, ફલાણી બેને આદરમાનજ દીધાંરે.
વિદાયગીરીમાં આપ્યાં છે બે પાનરે, પાનનો વ્હાળેરો છે રંગરે,
કાકા ઘેર માંડયો છે રાય જંગરે. ૨૧

——:——

સરસ્વતી સ્વામિને વીનવું પાલવ જીલોરે,
ગણેશને લાગુ પાય....
કીયા ભાઈની મેડીએ દીવા બળે, પાલવ જીલોરે.
કીયા ભાઇને ન મળે દીવેલ,
કીયા ભાઈના હાથીઓ મધ પીયે.— પાલવ જીલોરે.
કીયા ભાઇની તરશી ગાય,
કીયા ભાઈ ઉંચા ગોરા પાતળા— પાલવ જીલોરે.
કીકા ભાઈ કાળા કુંભાર....
કીયા ભાઈના અધાસ....
કીયા ભાઈની તૂટી ઝુંપડલી....
ફલાણાની મેડીએ દીવા બળે— પાલવ જીલોરે.
વેવાઇને ન મળે દીવેલ.... ૨૨

——:——

કાશીમાં ચંપોરે રોપીયો, રોપનારનું નામ ન જાણુંરે,
તાળાં ને કૂંચી રહે જે કરે, વખારીયાનું નામ ન જાણુંરે.
ભારત પોથી રહે જે કરે, પુરાણીનું નામ ન જાણુંરે.
અમ અગાશીએ ધોતીયાં સૂકવે, અગ્નિ હોત્રીનું નામ ન જાણુંરે.
વેઢને વીંટી રહે જે કરે, વરણાગીયાનું નામ ન જાણુંરે.
બારણામાં અપ્સરા રમી રહી, અપ્સરાનું નામ ન જાણુંરે.
બારણામાં બાળુડાં રમી રહ્યાં, બાળુડાંનાં નામ ન જાણુંરે.
ઓરડામાં કંકણ લળી રહ્યાં, વહુવારૂનું નામ ન જાણુંરે.
શેલાં ને પાઘડી જે કરે, વરણાગીયાનું નામ ન જાણુંરે.
મરડીને બાંધેરે પાઘડી, તીતાલીયાનું નામ ન જાણુંરે. ૨૩

——:——

ગઢ રે ખંભાત ગઢથી ઘોડીરે આવી,
આવી રહી લંકાં ગઢ હેઠ, વછેરીની ચાલ કઢાવો.
કીયાભાઈ ઘોડીનાં મૂલ કરી આવે,
કીયાભાઈ ખરચે દામ, વછેરીની ચાલ કઢાવો,

કીયા ભાઈ ઘોડીના ઘુઘરા ઘડાવે,
કીયાભાઈ છંદે નચાવે, વછેરીની ચાલ કઢાવો
કીયા ભાઈ ઘોડીને ઓ'રે બંધાવે.
કેઈ વહુ નીરે નાગરવેલ, વછેરીની ચાલ કઢાવો.
કીયા ભાઈ ઘોડીના નાયક,
કીયા ભાઈ ઘોડીએ બેસવા લાયક, વછેરીની ચાલ કઢાવો. ૨૪

—:—

દરીયાને કાંઠે મીઢળડીરે, મીઢળ આંણ્યાં દસવીસ. રાયજાદા.
લાડકડી તે બાપને વીનવેરે, બાપા મારા મુજને પરણાવો. રાયજાદા.
પરણું પરણું કુંવરી શું કરો રે, ઘડીએ નહિ લાગશે વાર. રાયજાદા.
( પા ઘડીએ નહિ લાગશે વાર. રાયજાદા.)
લાડકડી તે વીરાને વીનવે રે, વીરા મારા સાબેલા થઈ આવો. રાયજાદા.
સાબેલા સાબેલા બેન શું કરોરે. ઘડીએ નહિ લાગશે વાર. રાયજાંદા.
( પા ઘડીએ નહિ લાગશે વાર—રાયજાદા.)
લાડકડી તે કાકાને વીનવે રે, કાકા મારા સાજન મેળાવો. રાયજાદા.
સાજન સાજન કુંવરી શું કરોરે, ઘડીએ નહિ લાગશે વાર. રાયજાદા.
( પા ઘડીએ નહિ લાગશે વાર—રાયજાદા.
લાડકડી તે મામાને વીનવેરે, મામા મારા મોસાળીયા થઈઆવો. રાય૦
મોસાળીયા મોસાળીયા કુંવરી શું કરોરે, ઘડીએ નહિ લાગશે વાર. રાય૦
( પા ઘડીએ નહિ લાગશે વાર—રાયજાદા.)
લાડકડી તે બનેવીનેવીનવેરે, બનેવી મારા પડઘમીયા થઈ આવો. રાય૦
પડઘમીયા પડઘમીયા કુંવરી શું કરોરે, ઘડીએ૦ રાય૦ પા ઘડીએ૦ રાય૦
લાડકડી તે માડીને વીનવેરે, માડી મારાં મોડ મેલી આવો. રાયજાદા.
મોડ મોડ કુંવરી શું કરોરે, ઘડીએ૦ રાય૦ પા ઘડીએ૦ રાય૦
લાડકડી તે કાકીને વીનવેરે, કાકી મારાં સાજન મેળાવો. રાયજાદા.
સાજન સાજન કુંવરી શું કરોરે, ઘડીએ૦ રાય૦ પા ઘડીએ૦ રાય૦
લાડકડી તે બેનને વીનવેરે, બેન મારી પીઠી લેઈ આવો. રાયજાદા.
પીઠી પીઠી બેન શું કરોરે, ઘડીએ૦ રાય૦ પા ઘડીએ૦ રાય૦
લાડકડી તે ભાભીને વીનવેરે, ભાભી મારી. ૨૫

સમુદરિયા સાંઢણી મૂકાવો રાયજાદા, એ રંગ લાધ્યો છે.
ત્યાંથી સોનાં અણાવો રાયજાદા, એ રંગ૦
લાડકડીના બેરખા ઘડાવો રાયજાદા, એ રંગ૦
કાચી કેરીઓ પડે, સોની બેરખા ઘડે,
હમારી નજર ઠરે, લીલી દ્રાખો ગરે,
ચાંદાને ચાંદરણે, દીવાને અજવાળે,
હાકેમને હોદ્દે, કલમને ગોદ્દે,
ચલમને ચોપે લેઈ આવો રાયજાદા, એ રંગ લાધ્યો છે. ૨૬

—:—

સોનાનો હુક્કો ને રૂપાની દાંડી, હુક્કા પીયોને મારા કીયા ભાઈ અજારીરાયે.
કોયલ બોલે ને ટહુકાને તોલે, ઓરડેથી રહ્યાંરે ફુલાણી વહુ બોલે.
હુક્કા પીયો તો તમને રામ દુવાઈ રાયે.
કોયેલ બોલે ને ટહુકાને તોલે.
મેડીએથી રહ્યા ભાઈ કીયા ભાઈ બોલે, સૈયર રમો તો તમને રામદુવાઈ રા.૨૭

—:—

ઊંચા ઊંચા મહોલ બંધાવો ઝરૂખાં મૂકાવીએ મારા રાજ.
ઝરૂખે તે બેસે કીયા ભાઇ કેઈ વહુ બેસે બારીએ મારારાજ.
કીયા ભાઈ સાત સાબેલાની જોડ હુક્કા પીયે મારા રાજ
કીયાં વહુ સાત સૈયરની જોડ પાણી ભરે મારા રાજ.
બેડલુ હેઠળ મ્હેલી હુક્કો ભરી લાવોની મારા રાજ.
કીયાં વહુને ચઢી છે રીસ હુકો તેથી ફેંકીયો મારા રાજ.
હુક્કાના થયા ભુક્કા ચૂરા થયા ચલમના મારા રાજ.
હુકકો થયો અસવાર ચલમ ચઢી ચોતરે મારા રાજ.
હુક્કાના એક હઝાર ચલમના ચારસો મારા રાજ.
કીયા ભાઈને ચઢી છે રીસ કીયાં વહુ માર્યાં સોટીએ મારા રાજ.
કીયાં વહુને ચઢી છે રીસ મૈયર ચાલ્યાં રૂષણે મારા રાજ.
લીધાં રે આભરણ લીધી ટોપી રામૈયા લીધાં પારણાં મારા રાજ.
દીયેર મનાવાને જાય ભાભીરે કેવાં રૂષણાં મારા રાજ.

તમ વિના સૂનારે અવાસ મંદિર સૂનાં પારણાં મારા રાજ.
તમ આંગ્યે વહે રે અવાસ રામૈયા લીધાં પારણાં મારા રાજ.
વણ વિંધ્યાં મોતિ રે વેચાય ભાભી ઘર આપણાં મારા રાજ.
બીજે ને રૂષણે જાઈ સ્વામીએ મનાવીયાં મારા રાજ.
હાથમાં બેવડી રાશ સડાસડ ઊતરે મારા રાજ.
હું તમારી ઘરની ગુલામ હવે ન જાઉં રૂષણે મારા રાજ.
હું તમારી પગની પેજાર હવે ન જાઉં રૂષણે મારા રાજ.
હું તમારી માડીની લાડી હવે ન જાઉં રૂષણે મારા રાજ.
હું તમારી બેનની કેંણ હવે ન જાઉં રૂષણે મારા રાજ.
હું તમારી કાકીની આણી હવે ન જાઉં રૂષણે મારા રાજ. ૨૮

માંડવડારે માંડવા શિયળડા, ત્યાં બેશી લખજોરે વીરા કંકોતરી,
પહેલી તે કંકોતરીરે ગણપતિને મોકલો, પગરણે પહેલારે ગણપતિ આવશે.
માંડવે મ્હાલતાંરે પાર્વતી આવશે, માંડવે મ્હાલતારે લક્ષ લાભ આવશે.
માંડવડારે માંડવા શિયળડા, ત્યાં બેશી લખજોરે વીરા કંકોતરી.
બીજીને કંકોતરીરે વાલોડ મોકલો, સાસરાના સુખિરયારે કીયા જમાઈ આવશે.
પીયેર પનોતાંરે કેઈ બેન આવશે, મોસાળ મ્હાલતાંરે ભાણીબાઈ આવશે. ૨૯

પહેલો વધાવો મારે આવીયો, મેંતો મોકલ્યો મારા બાપને રાજ, વધાવો૦
બાપજી તમારે ને બંગલે, જીરે અગર બહેંકે સારી રાત, વધાવો૦
અગર બહેંકે ચંદન ચડે, જીરે કસ્તૂરી મરદન હોય, વધાવો૦
બીજો વધાવો મારે આવીયો, મેંતો મોકલ્યો મારા કાકાને રાજ, વધાવો૦
કાકાજી તમારી મેડીએ, જીરે અગર બહેંકે સારી રાત, વધાવો૦
અગર બહેંકે ચંદન ચઢે, જીરે કસ્તૂરી મરદન હોય, વ૦ ૩૦

આમલી થડે થોડી ને ડાળે અતિ ઘણી, આમલી વહેવાઈનાં ઘર કેમ જાણીયે.
આમલી જોશીડા બેઠા છે બારરે, રાજે રૂડી આમલી.
લાલ રંગે રંગ્યોરે કન્યા ચૂડલો, આમલી વહેવાઈનાં ઘર કેમ જાણીયે.
આમલી ચીતારા બેઠા છે બારરે, રાજે રૂડી આમલી.
આમલી થડે થોડી ને ડાળે અતિ ઘણી, આમલી વહેવાઈનાં ઘર કેમ જાણીયે.
આમલી રંગારા બેઠા છે બારરે, રાજે રૂડી આંમલી.
( ઉપર પ્રમાણે રંગારાને બદલે સોનીડા વિ૦ જે કહેવા હોય તે કહેવું ) ૩૧

મંડપ રચ્યો રે મોરે રે દરબાર, ઘડયો રે માંડવો રળિઆમણો
મારી બારસાખે ગણેશનો વાસ, ઘડયો રે૦
મારી પરસાળે પ્રભુજીનો વાસ, ઘડયો રે૦
મારે ઓરડે ગોત્રજનો વાસ, ઘડયો રે૦
મારી મેડીએ વહુવારૂનો વાસ, ઘડયો રે૦ ૩૨

કેઈ ઈંટે ચણું ને ઘર નીપજે,
નીપજે નીપજે રે રૂડા બંગલાને મહોલ. વધાવો મારે આવીયો
હું તો વહુ રે કીયાં વહુને વીનવું,
મૃગનયની રે તારો નાવલો દેખાડ. વધાવો રે૦
મારા નાવલાને હાથે સોના સાંકળાં,
મારો નાવલો તો શહેરનો સરદાર. વધાવો રે૦ ૩૩

હાથના પોંચાએ જગ મોહ્યું, રાણી રાંદેલ પૂછે હો રાય.
કહોરે લાડી કોણે તમને સાંકળાં ઘડાવ્યાં, તો લંગરે તેજ ઘણાં તેજ ઘણાંરે.
બાપ કહીએ અમારા ફૂલાણારે.
હાંરે છોરા તેણે હમને સાંકળાં ઘડાવ્યાં, તો લંગરે તેજ ઘણાં તેજ ઘણાંરે.
હાથના પોંચાએ જગ મોહ્યું, રાણી રાંદેલ પૂછે હો રાય,
કહોરે લાડી કોણે તમને ચૂડલા મઢાવ્યા, તો કંકણે તેજ ઘણાં તેજ ઘણાંરે.
મામા કહીએ હમારા ફૂલાણારે.
હાંરે છોરા તેણે હમને ચૂડલા મઢાવ્યા, તો કંકણે તેજ ઘણાં તેજ૦ ૩૪

ત્રાંબા કૂંડી તે નગર સોહામણી,
માંહે ભરીયાં છે ગૌરીનાં ધીય સાહેલીનો આંબોરે મોરીયો.
જીરે કીયા ભાઈના ગયા સાહેબા બીડલા,
જીરે કીયા ભાઈનાં ગયાં નાળીએર.–સાહેલીનો આંબોરે મોરીયો
જીરે કીયા ભાઇના અવાસ ચીકેણુ ચઢે,
જીરે કીયા ભાઈની ટુટી ઝુંપડલી– સાહેલીનો.
જીરે કીયા ભાઈનાં ઊંચાં ગોરી પાતળાં,
જીરે કીયા ભાઇનાં કાળાં કુભાર– સાહેલીનો.
જીરે કીયા ભાઇની મેડીએ દીવા બળે,
જીરે કીયા ભાઇને ન મળે દીવેલ– સાહેલીનો.

જીરે કીયા ભાઇના હાથીયો મધ પીચે.
જીરે કીયા ભાઈની તરશી છે ગાય- સાહેલીનો. ૩૫

—:—

બનાજી હાથની અંગુઠી પગની જુઠી મોહે માળેણુ લુટીજી બાંકે બનાજી.
બનાજી બારડોલીની નારી પાંતરાંવાળી પતવાળી સીવી જાણેજી.
બનાજી વાલોડની નારી પથ્થરવાળી પથરે છાણા થાપેજી.
બનાજી વાંસદાની નારી સોડીયાવાળી સોડીયામાં ઘર ઘાલેજી.
બનાજી ધરમપોરની નારી બિનગીવાળી પટીયાં પાડી જાણેજી.
બનાજી વ્યારાની નારી પાનવાળી પાન ખાઈ જાણોજી.
બનાજી કડોદની નારી કાછડાવાળી તાપીનું જળ ભરી જાણેજી.
બનાજી મોવાની નારી પોંવાવાળી પોંવા ખાંડી જાણેજી.
બનાજી બલસેરની નારી વાવવાળી વાવનું જળ ભરી જાણેજી.
બનાજી પલસાણાની નારી અડાયાંવાળી અડાયાં વીણી જાણેજી.
બનાજી બરવાસાની નારી ખુંપરાવાળી ખુંપરા વણી જાણેજી.
બનાજી સુરતની નારી બંગડીવાળી ચુડલા પહેરી ન જાણેજી.
બનાજી મુંબાઇની નારી મોતિવાળી મોતિના દાગીના પહેરી જાણેજી. ૩૬

—:—

કુમકુમની ગાર ઘલાવો સિંદુરે પાડો ઓકળીરે,
લીપે લીપે ફુલાણી નાર લીલારે ગજની કાંચળીરે.
ભાભીજી તમારાં લાડકડીને વારો લીંપણુ મારાં છુદશેરે,
છુંદતો છુંદવા દેજો કુંવર મારા લાડકારે,
લાડકાને લાડકા લાડુ આપો લીંપણુ નહિ છુંદશેરે. ૩૭

—:—

બનડાજી દીલ્લીને દરવાજે નોબત વાગેરે, રાજ-સાહેલીનો બનડો.
બનડાજીરે લંકાગઢ વાંણુ પુરાવો,
બનડાજીરે ત્યાંથકી સોનાં અણાવો-રાજ સાહેલીનો બનડો.
બનડાજીરે જીયાવર ગુલાબનો ગોટોરે,
બનડાજીરે બનડી બરાનપુરી છોગોરે.-રાજ સાહેલીનો બનડો ૩૮

લીલી ઘોડીને લીલો ચાબખો—કેસરીસિંહ રાજા.
લીલુડાં જડીત્ર પલાણુ—બહાદુરખાં ચાકરી ચાલ્યા.

ઘોડી ચઢી જીયાવર સંચર્યા — કેસરી.
મોહી રહ્યા ચારે દેવ— બહાદુરખાં.
પ્રથમે તે વિશ્વનાથ મોહી રહ્યા— કેસરી.
બીજે ગદાધર દેવ— બહાદુરખાં.
ત્રીજે તે કદમેશ્વર મોહી રહ્યા— કેસરી.
ચોથે કેદારનાથ મોહી રહ્યા— બહાદુરખાં.
ચારે તે મોહીને શું કર્યું— કેસરી.
રાખ્યો તમારા શેવકોનો રંગ— બહાદુરખાં

ઘોડી ચઢી જીયાવર સંચર્યા— લવિંગીયા ઘોડી.
મોહી રહ્યા ચારે કાકાય— પાશાહે દીલ્લી છોડી.
પ્રથમે તે કીયા કાકા મોહી રહ્યા— લવિંગી.
બીજે કીયા કાકા મોહી રહ્યા— પાદશાહે.
ત્રીજે તે કીયા કાકા મોહી રહ્યા— લવિંગી.
ચોથે કીયા કાકા મોહી રહ્યા— પાદશાહે.
ચારે તે મોહીને શું કર્યું— લવિંગી.
રાખ્યો મારા સાજનનો રંગ— પાદશાહે.

ઘોડી ચઢી જીયાવર સંચર્યા— લાલા દુધ પીયોને.
મોહી રહ્યા ચારે વીર— લાખેણુ વર ખાંડ લીયોને.
પ્રથમે તે કીયા ભાઈ મોહી રહ્યા—લાલા. ( એપ્રમાણે ચાર વાર ગાવું )

ઘોડી ચઢી જીયાવર સંચર્યા— મંકોડા કાળા.
મોહી રહ્યા ચારે મામા— વિંછુજીએ આંકડા વાળ્યા.
પ્રથમ તે કીયા મામા મોહી રહ્યા— મંકોડા. ( ઉપર પ્રમાણે )

ઘોડી ચઢી જીયાવર સંચર્યા— ચાંચડજી ચટકાળા.
મોહી રહ્યા ચારે જમાઈ— માંકડજી લટકાળા ( ઉપર પ્રમાણે )

ઘોડી ચઢી જીયાવર સંચર્યા— ઘોડી ગણું ગાજે.

મોહી રહી ચારે વેવાંણુ- વેવાંણુ મારી છંદે નાચે.
છંદે ક્ષુદાવ્યાં ક્ષુદણું- ઘોડી ગણું ગાજે.
હરખે રંગાવ્યા દાંત- વેવાંણુ મારી છંદે નાચે. ૩૯

—:—

ઘોડી આવીરે મજીઠીયા મહેલમાં,
ઘોડી આવી રહી મુંબાઈગઢ-રાયજાદા બંદા દેખોરે, ગુલાબી ચમકે છે.
ઘોડી આગલે પગેરે ઘમ ઘુઘરા.
ઘોડી પાછલે પગે ધમકાર- રાયજાદા બંદા. ગુલાબી.
ઘોડી જોઇને કીયાં વેવાંણુ મોહી રહ્યાં
ઘોડી નહિ આવે ફૂલાણુી વહુને તોલે- રાયજાદા બંદા ગુલાબી. ૪૦

—:—

આવી રૂડી સરોવરની પાળ આંબલીયાની ડાળ લવિંગ ઝુમે ઝુમખે મારારાજ.
વેડનારા બડારે ચતુર કીયાં વહુના સાહેબા મારા રાજ.
કાચાં લવિંગ ના વેડો એ કઇ પેરે પાકશે મારા રાજ,
આવી રૂડી સરોવરની પાળ આંબલીયાની ડાળ,
નાળિએરી ઝુમે ઝુમખે મારા રાજ.
વેડનારા બડારે ચતુર કીયાં વહુના સાહેબા મારા રાજ.
કાચાં નાળિએર ના વેડો એ કઈ પેરે પાકશે મારા રાજ. ૪૧

—:—

ઊડો ઊડોને મારાં અંતરનાં કોયલ તમારેને જાવું છે નોતરે.
એક ગામ ન જાણું નામ ન જાણું કીયાં સૌભાગ્યવતિ બેનને સાસરે;
ગામછે વાલોડ ને નામ છે દેસાઈ કીયાં સૌભાગ્યવતિ બેનને સાસરે,
હું તો આવીશ રે વીરા મોટે મંડાણે બેશીશ માફા પાલખી,
હું તો ઊતરીશરે વીરા પહોળી પરસાળે બેશીસ સાંગા માંચીયે,
હું તો બેશીશ રે મારા વીરાની ગોઠ ભાભી ચાંપશે મારા પાવલા,
હું તો રીજેશરે વીરા લાખે બે લાખે ગામ લેઈશ મન ગોઠતાં,
એટલું લેઈ હું તો ઘેર જઇશ હું છું બેન સંતોશણી. ૪૨

—:—

જીરે આજ મેં તો ઘઉંલા પરવત નોંતર્યા.
ઘઉંલ તમે છો મારે સેવો વણુવા જોગ, મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે આજ મેં તો અડદા પરવત નોંતર્યા,
અડદા તમે છો મારે પાપડ વણુવા જોગ, મારે રાયે૦
જીરે આજ મેં તો ચોળા પરવત નોંતર્યા,
ચોળા તમે છો મારે વડીયો કરવા જોગ,
જીરે આજ કોયલ બાઇ તમને વીનવું,
તમારા વન વગડામાં કોનારે વિવેક. મારે રાયે૦
હમારા વનવગડામાં ચંપો ચપેલી જોડવાં,
તેમાં મોગરડાના વડારે વિવેક, મારે રાયે૦
જીરે આજરે જીયાવર તમને વીનવું,
તમારા કાકા એમાં કોનારે વિવેક,
હમારા ફુલાણુાને ફુલાણુાનાં જોડવાં,
તેમાં ફુલાણુાના વડારે વિવેક. મારે રાયે૦

———:———

ચોકમાં ચાંપલીયોને ઘોર ગંભીર તો ફૂલડાં ફૂટે બાળે વેશનાંરે,
કીયાભાઇ ચઢીને હીંડોળે તો ફૂલડાં વીંણે નાગર પાતળારે;
વીંચૂટીને સાંઢણી શણુગારી તો જાય મારી મોટી બેનને સાસરે.
ગોરાં મોટી બેન સૂતેલાં જાગો, માડીને જાયેરે આંણું મોકલ્યાં;
બાપાજીએ તો પગરણુ માંડયાં તો, વીરાએ આંણું મોકલ્યાં.
ઘણું ઘણું જીવો માડીના જાયા, ભવનાં મહેણું મારાં ટાળીયાં. ૪૪

———:———

ઊંચી ઊંચી મેડી, લટકણુ બનડાજી, બેઠા બેઊરે વેવાઇ, મોતિસેર રતને જડી,
કીયાભાઇ પૂછે, લટકણુ બનડાજી, તમારા અવાસ દેખાડો, મોતિસેરરતને.
એની મેડીએ, લટકણુ, હંસને મોર મોતિસેર૦
વેવાઈ પૂછે કીયાભાઇ, તમારા અવાસ દેખાડો મોતિસેર૦

તૂટી ફાટી ઝુંપડી, લટકણ, કાગા કરેરે કલોલ, મોતિસેર૦
વેવાઇ પૂછે કીયાભાઈ, લટકણ, તમારી નાર દેખાડો મોતિસેર૦
એની નારીયો લટકણ, સુરતની શેઠાણી, મોતિસેર૦
કીયાભાઈ પૂછે, લટકણ, તમારી નાર દેખાડો. મોતિસેર૦
એની નારીઓ, લટકણ, જાણે કીયા ગામની વાઘરેણ, મોતિસેર૦ ૪૫

——:——

સજની પહેલો વધા મારે આવીયો મેં તો મોકલ્યો મારા બામને રાજ
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે વનફળ શીયળડાં,
મારી માડીએ હરખે વધાવ્યો, મારા બાપે ઝાલ્યા પાલવ છેડારે
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ૪૬

——:——

સાત ઓરડીઓમાં ભરીએલું જીરૂ,
જીયાવર પરણે તે ઘડીએ ના ધીરૂ,
દલડા ઘીમાંનાં ઘેબર મુજને મીઠેરાં લાગે,
સાત ઓરડીઓમાં ભરીએલી રાઇ,
જીયાવર પરણેને જોઉ ચતુરાઇ, દલડા૦
સાત ઓરડીઓમાં ભરીએલું મીઠું,
જીયાવર પરણે ને ફુલાણા કરેરે વજીર. દલડા૦
મીઠેરાં લાગે તો મૂલવી લેજો,
નહિ તો જીયાવરના કાકાને કેજો દલડા૦ ૪૭

——:——

ઊંચારે મંડપ બ્હોળેરા રચાવો પીયુજી, નવલાં સાજન આવશેરે
મંડપ ઊપર ચંદરવા બંધાવો પીયુજી નવલા૦
મંડપ હેઠે જાજમ પથરાવો પીયુજી નવલા૦
જાજમ ઊપર બાજઠ મંડાવો પીયુજી નવલા૦
બાજઠ ઊપર સોગઠાં મૂકાવો પીયુજી, નવલા૦

બાજી ઊપર પરવાળીના પાસા પીયુજી— નવલા૦
રમશે રમશે જીયાવરના માસા પીયુજી— નવલા૦
બાજી જોવા જન મળીયા છે ઝાજા પીયજી— નવલા૦
રમશે રમશે રાજપીપળીના રાજા પીયુજી— નવલા૦
રમશે રમશે કીયાભાઈ થાઈ રાજી પીયુજી— નવલા૦
સામા રમશે વેવાઇ પેલા પાજી પીયજી— નવલા૦
હાર્યા હાર્યા વેવાઇ પેલા પાજી પીયુજી— નવલા૦
જીત્યા જીત્યા કીયાભાઇ થઇ રાજી પીયુજી— નવલા૦
હાર્યા ઉપર ગધેડાં ભૂંકાવો પીયુજી— નવવા૦
જીત્યા ઉપર નોબત વગડાવો પીયુજી— નવલા૦ ૪૮

——:——

લીલી દ્રાખનો છાયો રે માંડવો,
જીઆવર બાપને પૂછે, આજે આનંદ શું છે,
જોશીડા તેડયા છે, આજે આનંદ એ છે.
લીલી દ્રાખનો છાયો રે માંડવો,
જીયાવર કાકાને પૂછે, આજે આનંદ શું છે.
આજે સાજન મળે છે. આનંદ એ છે. ૪૯

——:——

ડુંગર ચઢીએલી જાન તો વેલે ઝાજાં દીંડવાં,
એક દીંડવું લાડકીએ ચૂટયું એ છોરાને દિલ વશ્યું;
પરણું તો ફલાણી કુંવરી, નીકર ઉભો તપ કરૂં:
ડુંગર ચઢીએલી જાન તો, વેલે ઝાજાં દીંડવાં,
એક લાડકીએ ચૂટયું, ને છોરાને દિલ વશ્યું;
પરણું તો ફલાણી બહેન, નીકર ઉભો તપ કરૂં. ૫૦

——:——

દક્ષિણ દેશથી ઘોડી રે આવી, ચૌટાને ચોરે બંધાવી,
ઘોડી ચાલે તે કુંકુમના પગલાં, ઘોડી હણહણે મોતિના ઢગલા,

હવે ગાઓ ભાઠેલા ભોઠ, ભલા ભાઠેલા ભથરોટ.
કડાં પહેરીને જાનમાં જાયે, પણ કોડી ન એક કમાયે,
ઠાલી ઠકરાઇને હાથમાં છાંણું, મોટી વહુ છતાં ન કરે આંણું.
એવી ભોળા ભાઠેલાની વાત, હવે ગાઓ રજપૂતોની ન્યાત;
ભલા રજપૂત રાણા કેવાયે, બૈરાં મેલીને જાનમાં જાયે,
હવે ગાઓ ઊદિચ્યની ન્યાત, એની ન્યાતમાં મધ મધ રાત.
એનાં છોકરાં તે ઊંઘી જાયે, એની જુવતિઓ ઝોકાં રે ખાયે.
જોઇએ જમવામાં મરદની જાત, હવે ગાઓ રે ખેડાવાળની ન્યાત.
ભલા ખેડાવાળ ખખડતા, વાંણું વાએને ઊઠે બબડતા;
ખેડાવાળમાં ચાલ આ જાથુ, માંને મન ના તો ફોડેરે માથુ.
હવે ગાઓરે સોનીઓની ન્યાત, સોની ચોરવામાં છે પ્રખ્યાત;
વાલમાંથી રતિ લે ન ચૂકે, સગી બહેન ભાણેજ ન મૂકે.
લાડ મોઢ ને ત્રીજા મેવાડા, એ નાતોમાં ચણા એંઠવાડા;
ગાઓ કાયચ મેલો ન પડતા, ભલા કાયચ બહુ રે કકડતા.
કાયચ, કરાડા, રજપૂત, એ ત્રણ ન્યાતમાં થયા બહુ યુદ્ધ;
હવે ટોળકીયા ન વિસારો, છે એ ન્યાતમાં બહુ ખોટો ધારો.
એક હોય અને બીજી આંણે, વાંક રાંકનો કોઇના જાણે;
હવે ગાઓ રે કાઠીઆવાડી લોક, જાએ ભાવનગર થોકે થોક.
એના હાથમાં ન મળે બદામ, એ તો ટોપીવાળાના ગુલામ;
હવે ગાઓને નાગરી ન્યાત, કરે નાગર સૌની પંચાત;
એની ન્યાતમાં બહુ મોંઘી કન્યા, એવા નાગરી ન્યાતમાં અન્યા. ૫૧

———:———

### રાગ

ઊંચા મંડપ મોટેરા રચાવો મેં તો ટોડે પગરણ માંડીયાં રે,
જાળાં ઝાડી ચંદરવા બંધાવો આવ્યો વેગે વહેવા ઢુંકડો રે,
મેડામેડી હરખેથી રંગાવો આવ્યો૦
ઝુંમર હાંડી ઝગમગતાં મૂકાવો આવ્યો૦
તકતા ટાંગી દીવાલો દીપાવો આવ્યો૦
બેશ બીછાનાં બેઠકમાં બીછાવો આવ્યો૦

ગાગર ગગરા દેગ ઘડા મંજાવો આં૦યો૦
મબલખ મેવા મનગમતા મંગાવો આં૦યો૦
ચાહી ભલેરા ચાંદલીઆ ચોઢાવો આં૦યો૦
દાગીનાના દાબડા ઊઘાડો આં૦યો૦
કબાટમાંથી કીમતિ કપડાં કાઢો આં૦યો૦
મલિન થએલા દાગીના તે ધોજો આં૦યો૦
ડાગ પડે ના ઊજળે લૂગડે લ્હોજો આં૦યો૦
હર્ષ સિંધુના લોઢ લટી ઊછળશે આં૦યો૦
હેતરવીનાં હૈયે હૈયાં હળશે આં૦યો૦ ૫૨

---

કાશી વિશ્વનાથે સોરંગી ઘોડી મોકલી.
માતા અન્નપૂર્ણાએ મોકલીયા શણગાર. સોરંગી ઘોડી જવ ચરે
થાશે થાશે મારા બહુ સુજનો અસવાર. સોરંગી૦
પછવાડે તે મામા શોભતારે, મામા કીયા ભાઈએ સોરંગી ઘોડી મોકલી.
મામી કીયાં વહુએ મોકલીયા શણગાર સોરંગી ઘોડી જવ ચરે. ૫૩

---

ઉકરડો નોંતરવા જાય અથવા ગોરમટી લેવા જાય તે સમયનાં ગીત.
શેરડીએ સંચર્યા.

---

જઇ બેસો આંબલીયા ડાળ, આંબલીયા ડાળ રળિઆમણી,
જઈ બેસો સરોવર પાળ, સરોવર પાળ રળિઆમણી;
જઈ બેસો મોગરા ડાળ, મોગરા ડાળ રળિઆમણી,
જઇ બેસો સરોવર પાળ, સરોવર પાળ રળિઆમણી. ૫૪

---

જતાં ને રાયે બોલાવ્યા તો મળકટડે વસે રે,
હું તમને પૂછુ જે શિયળડા કોણે જંગ માંડીયા રે;
વસુદેવના ભલા શ્રી કૃષ્ણ તો તેણે જંગ માંડીયા રે,
હું તમને પૂછુ જે શિયળડા કોણે જંગ માંડીયા રે;
ફલાણાના ભલા ફલાણા તો તેણે જંગ માંડીયા રે. ૫૫

### ઉકરડી નોંતરીને પાછા ફરતી વખતનું ગીત.

ઉકરડી અમે નોંતરી રવછંદારે.
નોંતર્યા ચારે દેવ મનોરથ પહોંચ્યા રે.
કાશીમાં વિશ્વનાથ નોંતર્યા રવછંદારે.
ગયામાં ગદાધર દેવ મનોરથ પહોંચ્યા રે.
બારડોલીમાં કેદારેશ્વર નોંતર્યા રવછંદા રે.
વાલોડમાં ગણપતિ દેવ મનોરથ પહોંચ્યા છે.
ઉકરડી અમે નોંતરી રવછંદા રે.
નોંતર્યા ચારે જમાઈ મનોરથ પહોંચ્યા રે. ૫૯

——:——

### ગૃહયજ્ઞ કરતી વખતનું ગીત.

સરસ્વતી સ્વામીને વીનવું રે ગણેશને લાગીએ પાય ભમરો જેમ રણ જણેરે
કીયા ભાઇએ ફણુસ રોપાવીયા કીયા ભાઇએ દૂધડે સીંચાય ભમરો જેમ૦
કીયા ભાઇએ આંગણુલાં સમાર્યાં કેઇ બેને પૂર્યા મોતિ ચોક. ભમરો૦
કીયા ભાઇએ સ્હાંમા ટોડા ઢોળીઆ રે કોણે લખીયા હંસને મોર. ભમરો૦
કોણે મારા ઝાંપલીયા સમારીયા રે કોણે કીધી લોહ જડેલી વાડ ભમરો૦

——:——

સાત પડો અમે સાથે વસાવ્યો, એક પડો અમે જોશીડાને આપ્યો;
મેં તો મુરત વસાવ્યા ઓ મુજ પીયુડા તુજ ધરો.
મેં તો મુરત વસાવ્યા એક પડો મેં તો ગાંધીડાને આપ્યો;
મેં તો શ્રીફળ વસાવ્યાં ઓ મુજ પીયુડા૦
મેં તો કોડે પગરણ માંડીયાં, એક પડો મેં તો માળીડાને આપ્યો;
મેં તો ચોસેરાં વસાવ્યાં ઓ મુજ પીયુડા૦
મેં તો કોડે પગરણ માંડીયાં, એક પડો મેં તંબોળીને આપ્યો;
મેં તો પાન વસાવ્યાં.

——:——

રંગરસ પાવલાનો પાશેર રે, રંગરસ અડધાનો અચ્છેર રે.
રંગરસ રૂપૈયાનો શેર રે, રંગરસ અનુભવે આનંદભેર રે;

જેવો રંગ રાખે ફલાણા ભાઇ રે, તેવો રંગ રાખજે તું વેવાઇ રે;
ફલાણાભાઇ બેઠા છે મેડી રે, ફલાણા વેવાઇને આંણ્યા ત્યાં તેડી રે.
સાહેબ શું કહો છો સલામ રે, અમે છીએ તમારા ગુલામ રે;
કહો તો છાંણુ વાશીદાં કરીએ રે, કહો તો લટકે પાણી ભરીએ રે.
ફલાણાએ દગડાને દેવ કીધા રે, ત્યારે હમારા વ્યાસના વર લીધા રે.
વેવાઇએ ઢેફા કીધા રે, ત્યારે અમે વેવાઇને જાવા દીધા રે. ૫૯

——:——

ખારી કોઇના બે પાટીયા, મીઠી કોઈના બે બોલડા,
જે બોલ બોલ્યા હતા અમારા ફલાણા, તે બોલ ચઢ્યા પરમાણે:
ખારી કોઇના બે પાટીયા, મીઠી કોઇના બે બોલડા.
જે બોલ બોલ્યા હતા વેવાઇ રે, તે બોલ ગયા વાડમાં રે. ૬૦

——————

### વર ઊઘલતી વખતનું ગીત.

વરનાં પીઠી તે વાળાં રે ધોતીયાં,
વરને અતલસની કભાયે રે, બાળો રે વર પરણે છે, નાનો વર પરણે છે.
વર તો બાપની સાથે ઘોડે ચઢે;
વરની માડીને હરખ ના માયે રે, બાળો રે વર પરણે છે, નાનો વર ૫૦
વર તો વીરાની સાથે ઘોડે ચઢ્યા,
વરની ભાભીને હરખના માયે રે. બાળો રે વર પરણે છે, નાનો વર પરણે છે.
વર તો કાકાની સાથે ઘોડે ચઢયા,
વરની કાકીને હરખના માયે રે, બાળો રે વર પરણે છે. નાનોરે વર પરણે.૭૧

——————

મોજડી પ્હેરો મારારાજ, પગ સમારીને,
મોજડી બહુ પેરી, બનડાં બહુ માંન્યાં;
દીલડાં બહુ ખોલ્યાં, મારા ચતુર સુજાણ, તમ પર વારી રે;
ગળચવા પ્હેરો મારા રાજ, ડોક સમારીને,
ગળચવા બહુ પ્હેર્યા, મનડાં બહુ માંન્યાં,

દીલડાં બહુ ખોલ્યાં, મારા ચતુર સુજાણ, તમ પર વારી રે.
ધોતીયાં પ્હેરો મારા રાજ, કેડ સમારીને,
ધોતીયાં બહુ પ્હેર્યાં, મનડાં બહુ માંન્યાં.
દીલડાં બહુ ખોલ્યાં, મારા ચતુર સુજાણ, તમ પર વારી રે. ૬૨

---

### વરઘોડો ચાલતી વખતનું ગીત.

શુકન જોઈને સાંચરજો રે. શુકને મળીયો છે જોશીયડો રે;
મૂરત આપીને પાછા વળજો રે. શુકને મળીયો છે ગાંધીયડો રે.
શ્રીફળ આપીને પાછા વળજો રે, શુકને મળીયો છે માળીયડો રે.
ચોસેરા આપીને પાછા વળજો રે, શુકને મળીયો છે દોશીયડો રે.
ઘરચોળાં આપોને પાછા વળજો રે. ૬૩

---

પંચ વદનીને પંચ કલ્યાણી, છત્રપતિ રાજાએ વખાણી,
પંચ દેશથી એ જાન આવી.
કુંવર ગાલે લાગ્યાં રે ગુલાલ, જોવા મળીયા તે ગાંધી દલાલ.
કુંવર દહીંનાં ગોરસ ખાટાં, તારા વૈરીનાં હૈયાં રે ફાટયાં;
કુંવર દહીંનાં ગોરસ મીઠાં, તમારી માડીએ અચરત દીઠાં;
કુંવર ગાલે તે અસરો ને મસરો, જોવા મળીયા તે સાળો ને સસરો,
કુંવર છેડે બંધાવું રે જીરૂ, ઘોડે ચઢતાં તે ઘડીએ ન ધીરૂ;
કુંવર છેડે બંધાવું રે મીઠું, તમારા બાપે તે અચરત દીઠું;
કુંવર છેડે બંધાવું રે રાઈ, ઘોડે ચઢતાં તે જોઈ ચતુરાઈ, ૬૪

---

એક વડલામાં વડલો રોપાવીયે,
ત્યાં તો આવી સાજનીયાની જાન, વડલો વશીયો તે રાતા મહોલમાં;
તમને કીયા સાળા તે છાંટે છાંટણાં,
તમને કીયા સસરાજી દેશે માન, વડલો૦
તમને કેઇ સાસુ તે પોંકે પોંકણાં;
તમને કેઇ બેન કુંવારી કન્યા વરશે. વડલો૦ ૬૫

હાંરે બના ચાલતાં નીરખુ તમારા જામા,જામે તે જડયાં મોતિ માણેક લપેટા બના.
હાંરે બના દોશીડાની હાટે ઘોડો ઠર્યો, મૂરત વસાવતાં લાગી વાર હજુરી બના;
હાંરે બના ચાલતાં નીરખુ તમારા જામા, [ હજુરી બના
હાંરે બના ગાંધીડાને હાટે ઘોડો ઠર્યો, હાંરે બના શ્રીફળ વસાવતાં લાગી વાર
હાંરે બના ચાલતાં નીરખુ તમારા જામા,
હાંરે બના દોશીડાને હાટે ઘોડો ઠર્યો, શેલાં વસાવતાં લાગી વાર હજુરી બના.
હાંરે બના ચાલતાં નીરખુ તમારા જામા, [ હજુરી બના.
હાંરે બના માળીડાને હાટે ઘોડો ઠર્યો, હાંરે બના ચોસેર વસાવતાં લાગી વાર
હાંરે બના ચાલતાં નીરખુ તમારા જામા,
હાંરે બના તંબોળીને હાટે ઘોડો ઠર્યો,બીડલાં વસાવતાં લાગી વાર હજુરી બના
હાંરે બના ચાલતાં નીરખું તમારા જામા, ૬૬

---

લીલી તે લીલી લીલડી,
લીલીડાં જડિત્ર પલાણુ ભલે ભલે વેવાઈ તારે માંડવે રે.
આવડા છે શા શોર ભલે ભલે૦
કોઈ આવ્યો રાણો રાજવીરે, કોણ આવ્યો સુલતાન. ભલે ભલે૦
નથી રે આવ્યો રાણો રાજવીરે, નથીરે આવ્યો સુલતાન. ભલે ભલે૦
કુંવર આવ્યા ફલાણા તણારે, થયા તેથી આવડા શોર. ભલે ભલે૦
આવ્યો શશી શું આ લોકમાંરે, કે આવ્યો ભૂપર ભાણુ. ભલે ભલે૦
શશી નથી આવ્યો આ લોકમાંરે, નથી રે આવ્યો ભૂમાં ભાણુ.ભલે ભલે૦
કેરે વેવાઈ તારે માંડવેરે, આવડા શાના છે શોર. ભલે ભલે૦
ફલાણા આવ્યા ફલાણા ભાઇનારે, થયા તેથી આવડા શોર. ભલેભલે૦૬૭

---

એક લીલી તે લીલી લીલડી,
એક લીલુડાં જડિત્ર પલાણ રે, જગ લીલડી.
અમારા ફલાણાએ કાનમાં સમજાવીયું, હમારૂં મોટાંનું સાજન આવીયું;
ગદ્ધા કેમ કરી રહેશે તારી લાજ રે. જગ લીલડી.
હમારી ફલાણીએ કાનમાં સમજાવીયા, હમારા માફલીયા દેખી વેવાઇ ભડકીયા,
મૂરખ કયમ કરી રહેશે તારી લાજ રે. જગ લીલડી. ૬૮

તોફાની બનડો અડી રહ્યા, ગુમાની બનડો અડી રહ્યા;
એ શાને કાજે અડી રહ્યા, એ એના બાપને કાજ બનડો અડી રહ્યો;
બાપ આવે તો અહીંથી ચાલીએ, નહિ તો લાલ દરવાજે બનડો અડી રહ્યો.
તોફાની બનડો અડી રહ્યા, ગુમાની બનડો અડી રહ્યા,
એ શાને કાજે અડી રહ્યા, એ એના કાકાને કાજ બનડો અડી રહ્યો,
ફલાણા કાકા આવે તો અહીંથી ચાલીએ,નહિ તો લાલ દરવાજે ડહેરા તાણીએ
તોફાની બનડો અડી રહ્યા, એ શાને કાજે અડી રહ્યા,
એના વીરને કાજે બનડો અડી રહ્યો, ફલાણા વીર આવે તો ચાલીએ
નહિ તો લાલ દરવાજે ડહેરા તાણીએ. ૬૯

---

સરસ્વતી સ્વામીને વીનવું વરરાજા, ગણપતિ લાગુ પાયે વર રાજા.
મેસુરી વાજે ને ડંમર ગાજે, કીયાભાઈ કેરા દોહિત્ર વર રાજા,
મેસુરી વાજે ને ડંમર ગાજે, કીયા ભાઈ કેરા મિત્ર વરરાજા,
મેસુરી વાજે ને ડંમર ગાજે, કીયા ભાઈ કેરા ભત્રિજા વરરાજા;
મેસુરી વાજે ને ડંમર ગાજે, કીયા ભાઈ ભાણેજા વરરાજા;
મેસુરી વાજે ને ડંમર ગાજે, ૭૦

---

### તોરણે આવે તે વખતે ગાવાનાં ગીત.

મોટાંનું દળ આવ્યું દળ આવ્યું રે, દેસાઈ ફળિઆમાં ન સમાયું સમાયું રે,
જાનમાં તો આવ્યા સિંધી, જાન જોઈ વેવાણ બીધી. મોટાંનું૦
જીયાવરના આવ્યા વીરા, જાન જોઈ શેકો શીરા. મોટાંનું૦
જાદરણીએ પહેર્યાં અંબર, માંડવીયાને આવ્યાં તંમર. મોટાંનું૦
જાનમાં તો આવ્યા રાજા, વેવાણ કરજો તમે ખાજા. મોટાંનું૦
જાનમાં તો આવ્યા મોટા, ચાંદીના લાવો લોટા, મોટાંનું૦
ફલાણી વહુની કેડે કુંચી, વેવાઈથી વેવાણ ઊચી. મોટાંનું૦
ચૂલા પર ચોખા ન ચડે, વેવાણ ઘરમાં દાંત કચડે. મોટાંનું. ૭૧

---

રૂમાલ રંગ્યો કેસરે જીણા મારૂજી,રાયવર આવ્યા પાદરે જીણામારૂજી.
પટેલ માગે રીતડી જીણા મારૂજી,પટેલનાં હમે દાંણુ ચુકવશું ભલી રીતે
પરણશું. જીણા૦
રાયવર આવ્યા ચૌટડે, જીણા૦ ચોપદાર માગે રીતડી: જીણા૦
ચોપદારનાં અમે દાંણુ ચૂકવશું ભલી રીતે પરણશું. જીણા૦
રાયવર આવ્યા શેરીએ જીણા૦ સરદાર માગે રીતડી. જીણા૦
સરદારનાં અમે દાંણુ ચૂકવશું ભલી રીતે પરણશું. જીણા૦
રાયવર આવ્યા માંડવે જીણા૦ સાસુ માગે રીતડી. જીણા૦
સાસુનાં અમે દાંણુ ચૂકવશું ભલી રીતે પરણશું. જીણા૦
રાયવર આવ્યા તોરણે, જીણા૦ સાળો માગે રીતડી. જીણા૦
એ સાળાનાં અમે દાંણુ ચૂકવશું, ભલી રીતે પરણશું. જીણા૦
રાયવર આવ્યા માયરે, જીણા૦ કન્યા માગે રીતડી. જીણા૦
કન્યા અમે દાંણુ ચૂકવશું, જીણા૦ ભલી રીતે પરણશું. જીણા૦ ૭૨

——:——

શેરી શેરી ઘુઘરડા વાગે છે, અમારી જાન ઉતારા માગે છે;
અમારી જાનમાં આવ્યા મોટા રે; વેવાણ જળના ભરી લાવો લોટારે.
હમારી જાનમાં આવ્યા રાજા રે, વેવાઈ મેવા મંગાવોને તાજારે;
હમારી થાળીમાં છે ખારેક રે, હમારી જાનમાં આવ્યા પારેખરે. ૭૩

——:——

કન્યા પૂછે સૈયર મોરી, એ દળ કેટલે આવ્યું;
એ દળ પાદરે આવ્યું, એ દળ પટેલે વખાણ્યું.
વરને ફૂલ ફરકે ને વેણુ લટકે, આંખડલીરે અણીયાળીરે.
કન્યા પૂછે સૈયર મોરી, એ દળ કેટલે આવ્યું;
એ દસ ચૌટે આવ્યું, એ દળ ચોપદારે વખાણ્યું.
વરની સુરજ સરખી કાન્તિ, વરની ચંદ્રમા જેવી શાન્તિ. ૭૪

——:——

ઊંચી ચઢી કન્યા દાદરે જૂએ, કેટલા આવ્યા વર જાનમાં,
ભંગી અફીણી જાનમાં આવ્યા પણ ફલાણા ન ખુશી અપમાનમાં.

હું જાણું જે વેવાઇ જાનઇયા લાવશે ખાજાં કરાવી ઢગ વળાવું મા;
જાનઇયાની વતી વાંદરા લાવ્યા એ ખાજાં તે કોને ખવરાવુંમા.
હું જાણું જે વેવાઈ ઘોડલા લાવશે ચણા ભરડી ઢગ વળાવું મા.
ઘોડલાની વતી ગોધલા લાવ્યા એ ચણા તે કોને ખવરાવું મા.
હું જાણું જે વેવાઈ જાનઈયા લાવશે માઇલિનો માંડવો કરાવું મા.
જાનઈઆની વતી વાંદરા લાવ્યા એ માંડવામાં કોને બોલાવું મા. ૭૫

—:—

એક કેવડો ને જગ જેવડો, કેવડલે રાતાં ફૂલ રે.
કેવડાનાં નહિ મૂલ રે.
અમારા પગ સુંણીને થયા થાંભલા,અમારી ફલાણી વેવાણ તમને વીનવું.
સારાં પાથરણાં પથરાવો રે,
અમારી ફલાણી વેવાણ તમને વીનવું, તમને અરઘતાં કેટલીવાર.
અમારા પગ સુણીને થયા થાંભલા. ૭૬

—:—

જમાઇને અરઘતી વખતનું ગીત.

ઇળી પીળીએ ના અરઘોરે સાસુ,
ઇળી પીંળી તો તમારે દાંત રંગવા જોઇશું.
રવૈયેના અરઘશોરે સાસુ,
રવૈયો તમારે છાશ રોળવા જોઇશું.
તરાકેના અરઘોરે સાસુ,
તરાક તો તારે નાક વીંધવા જોઇશું. ૭૭

—:—

જીયાવર અરડો મરડો કરી ચાલ્યારે, જઇને સાસુની સોડમાં મહાલ્યારે.
વેવાણ તારાં સૌ કૂળીઆં જતનરે, તું તો જમાઇ પામી રતનરે;
ધોયો ગંગામાં સંતનો કકડોરે, પામી મોટાનો તેથી લાડકડોરે.
ધોયાં ગંગાજીમાં તરભાંણુંરે, પામી મોટામાં કરીને આંણુંરે;
ગંગાજળમાં તું જાઇને નાહીરે, મળ્યો મોટાના કુળનો જમાઇરે. ૭૮

### વર વહુ માયરામાં બેસે તે સમયનાં ગીત.

મોહન સરખું તે માયરડુંરે, બેહું છે સુકુળતણું સાસરડુંરે;
વર દેખી હરખ્યું છે માયરડુંરે, કન્યા જોઇ હરખ્યું છે સાસરડુંરે.
વર કન્યા સરખે સરખી જોડરે, બેમાં કોઇને અંગે નહિ ખોડરે;
વર ગોરો ને કન્યા કાળીરે, છબી બેયની કામણગારીરે.
જોરે થાશે રૂકિમણી સાથે માયારે.
જોરે થાશે રૂકિમણીપર સ્નેહરે. ૭૯

——:——

રૂકિમણી પાંચ વરસનું બાળરે, તેણે વશ કીધા ગોપાળરે;
હવે મેલો આહીરડાની પ્રીતરે, તમે પરણ્યા તે ઉત્તમ રીતરે.
મેં તો શિવને ચઢાવી ફૂલ પાતરીરે, તે પુણ્યે ગોકળીયા સરખી સાસરીરે.
મેં તો દેવને ચઢાવ્યા ફૂલ ગજરારે, તે પુણ્યે વાસુદેવ સરખા સસરારે.
મેં તો શિવને ચઢાવ્યા ફૂલ હારરે, તે પુણ્યે શ્રીકૃષ્ણ જેવા ભરથારરે.
હું તો દેવને નિત્ય ઉપાસુરે, તે પુણ્યે દેવકીજી સરખાં સાસુરે;
મેં તો દેવને ચઢાવ્યાં ફૂલ હળદીરે, તે પુણ્ણે સુભદ્રા સરખાં નણદીરે. ૮૦

——:——

### છાંટણીયાં છાંટતી વખતનું ગીત.

છાંટણીએ ના છાંટોરે સાળા,
દેશે તને દોટી ડગલા ને છેટી, પરણશે તારા બાપની બેટી.
સાળારે સાસાને ખાસડે માર્યા, ખાસડે મારીને હેઠે ઉતાર્યા. ૮૧

——:——

### મંગળ ફેરા ફરવાના સમયનું ગીત.

આગળ અમારા જીયાવર ચાલે પાછળ છોડી દોડેરે;
કેરે છોડી કયાં તું દોડે તારી માને કામણ આવડેરે.
કૌતુક આવડે, હથેળીમાં હળ ચલાવે,
આગળ અમારાં લાડકડી દોડે પાછળ છોરો દોડેરે.
કેરે છોરા કયાં તું દોડે તારી માને કાંમણ આવડેરે.
કૌતુક આવડેરે હથેળીમાં હળ ચલાવે. ૮૨

——:——

## કંસાર જમતી વખતમાં ગીત.

પ્રથમ ગણુપતિના ગુણુ ગાઇએ, વળતી વહેવાનો આરંભ માંડીએ;
પાછલી ભીંતને ધોળાવો, સિંદૂરના ગણુપતિ લખાવોરે.
આપણા ગોરને તેડાવો, તેની પાસે ગોત્રજ મંગાવોરે;
આપણી મૈયારી બોલાવો, તેની પાસે પ્રતિષ્ઠા કરાવોરે.
ગણુપતિ પારવતીના પુત્ર, ગણુપતિને ચઢેરે રેવાસૂત્રરે;
સિદ્ધિ બુદ્ધિના પતિ વિઘ્નહંત, વાંકડી સૂંઢને ઉજળા દંતરે.
સુત શિવના ગણેશ કેવાય. પગરણે પહેલારે પૂજાયરે;
ગણુપતિને ચઢાવો જનોઈ, અખંડ એવાતણ જીયાવરની ફોઇરે.
ગણુપતિને ભાવે ઘી ગોળ ભાખરી, જીયાવર કરે ગણુપતિની ચાકરીરે;
ગણુપતિને ચઢાવો ફૂલ પાતરી, અખંડ એવાતણ નવી વહુની સાસરીરે.
પૂજો ગણુપતિ ગણી દિન રૂડો, અખંડ એવાતણ નવી વહુનો ચૂડોરે;
ગણુપતિને બેસણે માંડો ને પાટ, અખંડ એવાતણ નવી વહુનાં ઘાટરે.
કરો ગણેશનું પુજન અંતરનુંરે, અખંડ આયુષ્ય હો જીયાવરનુંરે;
વાડાપછીવી ગણેશનો વાસ, જીયાવરને દર્શન કર્યાના અભ્યાસરે.
એના વાડા પછાડી ભરવાડનો વાસ, એ છોડીને છાશ પીધાનો અભ્યાસરે. ૮૩

—:—

મેના કહે માવડીરે તપ જપ શાંરે કર્યા,
કે આ કીયા કાળનારે બાઈ વરરે વર્યા.
કે કાળાને કૂબડોરે કુટુંબ લજામણો,
કે વસ્ત્ર વિનાનોરે દીસે બીહાંમણો;
કે માત પિતા વિનારે દિસે દયામણો.
અંગપર નિત્યેરે ચોળે છે રાખ ઘણી,
જોને સખી મારીરે ઉમીયાનોરે ધણી.
કે ઊંટને બળદરે તે કેમ દેખશે,
દુઃખને દોહ્યલુંરે તે કેમ વેઠશે. ૮૪

—:—

નારેશરના ચાર ઓવારા,
ચાર ઓવારાનાં જૂદાં જૂદાં નામ તો નારેશર રળિઆમણોરે.
ભંગી ઓવારોને જંગી ઓવારો તો. નારેશર૦
રાજ ઓવારો ને ગુજરી ઓવારો તો. નારેશર૦
રાજ ઓવારે કસુંબા ગળાએ,
કીયા ભાઈના સાથી કસુંબો પીવા જાય તો. નારેશર૦
ભંગી ઓવારે ભાંગ ઘૂંટાએ,
વેવાઈના સાથી સૌ ભાંગ પીવા જાય તો. નારેશર૦
ગુજરી ઓવારે ગુજરી ભરાયે,
કીયા ભાઈના સાથી ગુજરી જોવા જાય તો. નારેશર૦
ગંજી ઓવારે ગાંજો ઘૂંટાએ,
વેવાઈના સાથી ગાંજો પીવા જાયે તો. નારેશર૦
આપણે માંડવે રકેબીએ પાન,
અમારી વહુવારૂને ઘણાં એક માન તો. નારેશર૦
એનેરે માંડવે છીંતલીએ છાણ,
વેવાઈની વહુવારૂને નહિ મળે માન તો. નારેશર૦ ૮૫

—— : ——

શુકજીને કહે છત્રધારી, કહુ પત્રની વાત વિસ્તારી;
લખે કાગળ રાજકુમારી, લક્ષ્મીએ લેખણુ કર ધારી.
પ્રથમ નારદને કરીએ પ્રણામ, લિખિતંગ શલ્યસુતા સુતનામ;
સિદ્ધ પામે વહેવા શુભ કામ, મુક્તિપુરી શ્રીદ્વારિકા ગામ.
સત્ય સપ્તપુરીનીરે માંય, વિશ્વકર્માનું કૃત્ય કેવાય;
હરિનું ચક્ર કરેરે રક્ષાય, જેને સ્મરણુતાં કિલ્મિષ જાય.
હે દામોદર દેવ દયાળ, અસુરારિ હે સુર પ્રતિપાળ;
કાળયવન કેશી કંશકાસ, જય જય જાદવ દેવકીબાળ.
માયાતીત ગુણાતીત સ્વામી, જય જય નરક નિવારણુ નામી;
જગજીવન અંતરયામી, જય જય ગોવિંદ ગરૂડગામી.
પરમારથ કરતારે સેવા, જગજીવન હર અહમેવ;
ઈચ્છું પ્રભુપદ પંકજ એવ, વાસુદેવ જય વસુદેવ.

સર્વે પૂજે છે શ્રી અવિનાશ, કોટિ દિનકર તેજ પ્રકાશ.
ભિમક સુતા વૈદર્ભની પાસ, લિખિતંગ રૂકિમણી ચરણુની દાસ.
અપરમપાર તમે યદુરાય, ચતુરાઇના તમારી કળાય;
પૃથ્વી આકાશનો પટ થાય, અરાઢભાર લેખણે ના લખાય.
કોટી કલ્પ લખે શિવરાય, પણુ તમગુણુ ના લખ્યા જાય;
તમે અખિલ બ્રહ્માંડના ધણી, મને દાશી જાણો પોતાતણી.
છે વિનતિ થોડામાં ઘણી, ના જોશો મારા કુળ કર્મ ભણી;
ઋષિ નારદ પરણ્યા ગોપાળ, પિતાને વાત ગમી તતકાળ.
દુષ્ટ ભાઇએ ભાગ્યું વેવાઇશાળ, અણુ ચાલ્યે આવ્યો શિશુપાળ.
હું જીવું તમારી આશ, નારદ શારદાનો વિશ્વાસ;
સિંહનો ભાગ જાંબુક લેઇ જાશે, એ તો ઉપહાસ તમનેરે થાશે.
કરવા અંબિકાનું પૂજન, મધ્યાહ્ન સમે જઇશ સ્વામિન્;
આવજો ત્યાં તમે મધુસુદન, આપણે મળીશું ત્યાં જગજીવન.
જો વિલંબ કરશો સારંગપાણી, તે સમે નહિ આવો કરૂણા આણી;
બાંધીશ કંઠ હું પાશથી તાણી, મારા પ્રાણુની કરીશ હું હાની.
પ્રભુ વિણુ કોણુ દુઃખમાંથી કહાડે, સગો ભાઇ ગયો ઘણું હાડે,
વહેલા આવજો પરમદહાડે, દૈત્ય શિશુપાળને ફેરો પાડે.
(વલણુ) ફેરો પાડે શિશુપાળને, વહેલા આવજો ત્રિભુવન ધણી;
સંભાળ લેજો માંહરી, પ્રથમ લીધી સીતા તણી. ૮૬

———:———

## કંસારી જગતી વખતનો કાગળ.

વૈદર્ભદેશ કુંદનપુર નગરી, રાજા ભિમકને એક કુંવરી,
પાંચ પુત્રમાં એક બહેન તો શાને ટાળ્યા દરિદ્રશુંરે
પોતેરે લક્ષ્મીતણો અવતાર, જનમોજનમ એને હરિ ભરતાર,
પ્રસવીને પૃથ્વીનાં ટાળ્યાં દુઃખ તો સુખ આપ્યાં સંસારમાંરે,
વરરે વલ્લભ ભિમક મન ચિંતા અપાર, વર વરૂ જાણે નંદકુમાર,
બલભદ્ર ભ્રાતને દેવકી માત શરણુધાર ભૂપાળતો લાડ હમારા પાળજોરે.
રૂકિમણીએ જાણીરે વાત, પરમકુબુદ્ધિ છે મારારે ભ્રાત,
ત્રેણે લોકમાં એવી વાત તો એ છે ત્રિભુવનના ધણીરે.

રૂકમૈયાએ જાણીરે વાત, કુબુદ્ધિમાં બૂડીયા તાત;
એરે આહીરડો ગાયનો ગોવાળતો પાળ્યા માત જસોમતિરે.
એના સૌ ગુણને શુંરે વખાણું, ગોપીઓ ઘેર ઘેર વગાણું;
ખાતો માખણને પીતો દહીં એ તો મહી ચોરતો ઘેર ઘેરનાંને.
ના જાણે વિદ્યા ને ના જાણે અસ્ત્ર, ગોપીઓ કેરાં હરિયાં છે વસ્ત્ર;
નાચે વૃંદાવનમાં તો હું ચરિત્ર સૌ એનાં કહુંરે.
ઉત્તમને શી દેઉરે શીખ, યદુપતિને ત્યાં માગીરે ભીખ.
વાતો વંશીને રહેતો વનમાં તો મન હર્યા સોળે સુંદરીરે;
ઘેલા તાત તે નહિ જાણો વાત, માશી છે એની એવી વિખ્યાત.
લીધો ગોવર્દ્ધન કર ધરીરે.
ગુણવંતા શિશુપાળ છો ઠકરાણા, એવા નહિ કોઇ સર્વમાં રાણા;
રાજકુળમાં છત્રશા મોટા તો શિષ્ય તમે સૌ એહનારે.
રાય શિશુપાલને અહીં તેડાવો. મંડપ રચવા ઉતાવળ કરાવો;
અંતરમાં થયો અતિ આનંદ તો મન બુદ્ધિ અતિ મહાલતીરે.
તેડી બ્રાહ્મણને પૂછોજી વાત, સાંભળજો તમે મહારારે ભ્રાત.
તેડી લાવો દીનાનાથ તો હાથ જોડીને હું હું નમુંને;
તેડી સાજનને પૂછોજી વાત, સાંભળજો તમે મારારે તાત.
ત્રિલોકમાં છે એવી વાત તો છે ત્રિભુવનના એ ધણીરે;
રત્ન માણેકના ભંડાર આપુ, દુઃખ દરિદ્રતણું મૂળ કાપું.
લાવો લખી આપું દ્રવ્ય તો કેમ જાયે દ્વારામતિરે;
સ્વસ્તિશ્રી દ્વારામતિ નામ, પૂરણ કામ સકલ ગુણ ધામ.
વાસુદેવ દેવકી શ્રીકૃષ્ણ નામ તો, લાડ અમારાં પાળજોરે;
શરણ ગ્રહીને લીજે હાથ, જનમોજનમ હું તમારી સાથ.
જનમોજનમ હું નારી તમારી તો, આ સમે વરિ ગયા વિસરીરે;
શ્રીહરિ સાગર મર્થાયોરે જયારે, પ્રગટાવી છે તેણીરે વારે.
ભક્તને કારણ અવતાર ધરિ તો સાર રચ્યો દ્રવ્ય કુળ તણોરે.
મત્સ્ય કચ્છપ આદિ અવતાર, નરસિંહ વામન ત્રિકમસાર;
હાથ ગ્રહે જો દીનાનાથ તો હાથ જોડીને હું નમુંરે.

અંબિકાનું જ્યાં છે રે સ્થાન, આવી ઉતરજો ત્યાં ભગવાન;
હાથ ગ્રહે જો દીનાનાથ તો વિશ્વપતિ રખે વિસરતારે. ૮૭

———:———

છોરાને ગળ્યોરે કંસાર ના ભાવેરે, છોરો તેલને તુવેર ચાવેરે;
છોરા તેં કયાં માગ્યો કાથોરે, તારો કાકો તે ઘર મૂકી નાઠોરે.
છોરા તેં માગ્યો ચુનોરે, તારો વીરો તે ઘર વિના સૂનોરે;
છોરા તેં કયાં માગ્યાં પાનરે, તારો બાપ તે રવડયો રાનરે. ૮૮

———:———

ખરૂં બોલો મૃગનયન જીયાવર શા માટે રીસાયારે,
બાયલો સસરો કરમે ચોંટયો તે માટે રીસાયારે;
ગાંડો સાળો કરમે ચોટયો તે માટે રીસાયારે,
ખરૂં બોલો મૃગનયની લાડકડી શા માટે રીસાયાંરે.
ગાંડી સાસુ કરમે ચોટી તે માટે રીસાયાંરે,
બોબડી કાકીજી કરમે ચોટી તે માટે રીસાયાંરે. ૮૯

———:———

ઊંચે ટીંબે કારેલાં વેડાવો મારા જીયાવરરે,
ગળચવા જોડા ગમે તો ગમાવો મારા જીયાવરરે.
નહિતર એના ગળચવા પાછા આપો મારા જીયાવરરે,
લેતા પહેલું માપ તમારૂં માપો મારા જીયાવરરે;
આજ કાલ વેવાઈ વેચાશે મારા જીયાવરરે,
વ્યાજમાં તો છોરાં ફૂલી જાશે મારા જીયાવરરે. ૯૦

———:———

પ્રથમ ગણુપતિનાં નામ લીજે, કન્યાબાઈનાં વેહવાનાં કારજ કીજે.
કન્યાબાઇનાં વહેવાનાં કારજ જાણી, ગણેશને બેસાડયા પાટ આંણી.
ચોરંગી ભીંત ઢોળાવો, સિંદૂરના ગણુપતિ લખાવો:
ગણેશને લખોયા સિંદૂર ને ગુંદર, ગણેશનું વાહન ઉંદર.
મહેશ્વર ગોરને તેડાવો, તેની પાસે પ્રતિષ્ઠા કરાવો;
પોતાની મૈયારી તેડાવો, તેની પાસે પાર્વતી પુત્ર પૂજાવો.

અબીલ ગુલાલને સિંદૂર, ગણેશની પૂજા ઉગમતે સૂર.
ચોખા ફોફળ ને રે થાળી, દીપક મૂક્યા છે અજવાળી,
અગર ધૂપના ગંધ કરાવો, સમીપ સોપારી શેવંત્રાં ચઢાવો
ગણેશને ચઢાવો ને ચૂવો, વર કન્યા અમિદૃષ્ટિએ જૂઓ.
ગણેશને મોગરો ચઢાવો, જીયાવરને મોતીડે વધાવો.
ગણેશને ચઢાવો કંકુ રૂડુ, કન્યાબાઇનું હેવાતણુ હજો ઊંડુ.
ગણેશને ચઢાવોને કરેણા, કન્યાબાઈ પહેરોને નવાં ઘરેણાં,
ગણેશને ચઢાવોને પાતરી, અક્ષય રહો કન્યાબાઈની ઘાટડી.
ગણેશને ચઢાવો સુપુષ્પ જોઈ, અખંડ રહો કન્યા બાઈની ફોઇ,
ગણેશની પૂજા ઘણેરી થાય. ચઢાવોને ચંપો ચંપો ચંબેલીને જાય.
ગણેશ છે ઊંદર પર આરૂઢ, ઉજળા દાંતને લાંબી સૂંઢ;
ગણેશને કહીએ રે બાળા, ગણપતિ બેઠા છે દુંદાળા.
શુદ્ધ બુદ્ધ લાભને લક્ષ, ગણેશને મોદક મૂક્યા ભક્ષ.
ગણેશને મોદકનો અહાર, વરકન્યા ચોરીમાં જમજો કંસાર;
જમણે ઝારીને ડાબે ત્રિશૂળ, ગણપતિ વિઘ્નને કરજો દૂર.
વહેવાએ વિઘ્ન ઘણેરાં થાયે, તે માતા અંબિકા કરજો સહાયે;
શુદ્ધિને બુદ્ધિને બેઉ છે જોડે; મૈયારી ગણેશ પૂજે કોડે,
ગણેશને પૂજી માગજો આપ, આપશે કન્યા બાઈના બાપ;
ગણેશ પૂજીને માગજો આંબા, આપશે કન્યાબાઇના મામા,
ગણેશ પૂજીને માગજો હીરા, આપશે કન્યાબાઈના વીરા.
ચોક વચ્ચે સાથીડા પૂરાવો, કનકના બાજઠીયા ઢળાવો;
કન્યા બાઇને પીળીયાં પેરાવો, તેને સૂરજ પાઠ સંભળાવો.
સૂરજ બ્રાહ્મણ આવ્યા ચાર, તે કરે આશીર્વાદ ઊચ્ચાર;
આશીર્વાદ એવો દેજો, રાંદેલમાના જેવું હેવાતણુ રહેજો.
જેટલું સૂર્યને આયુષ્ય હોયે, એટલું જીયાવર ને જોયે;
હેમના હાર શોભી રહ્યા ઉરે, મનોરથ અંબિકા માતા પૂરે;
કનકની શોભતી સુંદર ચૂડી, કન્યા બાઈ દીસંતી બહુ રૂડી.
કન્યાબાઇનાં મામાને મામીરે આવે, મોસાળામાં ઘર પાનેતર લાવે;
વેવાણુ ઝાણું લેઇને જાયે, કન્યાબાઇ પીળીયાં પહેરીને ન્હાયે;

તાંબાની કથરોટ મગાવો, ઉપર મોંચીયો રે ઢળાવો.
કોરા કરવડીયા મંગાવો, આંબાનાં પાંતરાં ત્યાં અણાવો;
ચાર સૌભાગ્યવતીઓ તેડાવો, પાણીને સાટે દૂધે નવરાવો.
અંગુછે દીલ લોવરાવો, ઝીણું પાનેતર પહેરાવો;
કંકુની પીળી આડ કરાવો, કન્યાબાઇને ગોર પૂજાવો;
અબોલ ગુલાલે પૂજા કરાવો, સારાં શેવંત્રાં સોપારી ચઢાવો;
આવડી ઠાઠોરે શું થાય, અમારી લગ્નવેળા વહી જાય;
લીલી સાડી કન્યાએ પહેરી સુંદર જો, સાસરે જઇને લીલા લ્હેર કરજો;
સાસરે જઈને ન લોપશો નીતિ, પૂરણ પામજો પીઉની પ્રીતિ.
થાજો ઠરેલ શાણાં સુવિચારી, સાસરે સૌની પામો સરદારી;
સતિઓના ધર્મે સદા અનુસરજો, કાન્તનું શાન્ત થઇ કહ્યું કરજો;
અક્ષરે ઉપડતો ન ઊચરશો, કહેવત આવે એવું નવ કરશો;
પર ઘર પ્રાણ પડ્યે નવ પળશો, પરનર ચોથ્ય શશિથી ના ચળશો;
વર્ત્તજો વિનયથી વડિલોની સાથે, પરનર અસતિ ને અડશો ન હાથે.
પાળજો આટલો નિયમ અમારો, પામશો ઉભય લોકે યશ સારો. ૯૩

---

વંદન વિશ્વપતિનું કરીને, ધ્યાન શ્રી સદ્દગુરૂ વરનું ધરીને;
થઈ એક ચિત્ત રહી નિર્ગર્વે, શિક્ષાની સપ્તદશી શુણો સર્વે.
સંભળાવું પ્રથમ હું ધર્મ સતિના, ઉપયોગી છે સૌ સૌભાગ્યવતિના;
પૂર્વના યોગે મળે પતિ જેવો, અવનિમાં અન્ય ન જાણવો એવો;
પ્રભુ સમી પતિમાં સદા મતિ ધરવી, સદ્દભાવે સ્વામીની સેવા આચરવી.
કરવી ના નિંદા કે ચાડીને ચોરી, પતિમુખ ચંદ્રને પોતે ચકોરી;
પતિ મુખ સૂર્યના નિત્ય પ્રકાશે, સતિઓનું વદન સરોજ વિકાસે;
સેવવાં સ્વામીનાં સેંચ્યને શાણી, હિતકર સત્ય મધુર વદો વાણી.
સહિયર જેવી સપત્નીને જાણો, લેશ ન દ્વેષ હૃદયમાં આણો;
કડવું કહે કાન્ત કદાપિ જો કેંણુ, તોય ન વદવું વિષમ કદિ વેંણુ;
પાવક પનગને અડિએ ના જેમ, અડવું ના પરપતિને ગણીએમ.
ફણીધર ફેંણુ ઉપર પગ દેવો, ઘર બ્હાર પગ ભરવો પણ તેવો;

કૃપણુથી લક્ષ્મી જેવી વપરાય, શાણીનો શબ્દ તેવો સંભળાય.
વૃત્તિ ન હોય પિહેર ભણીની, થાએ તે માનિતી નારી ધણીની;
નવરાશ વેળા નવું કંઈ ભણુવું, શીવવું ભરવું કે ગણિતને ગણુવું.
કે પછી રામનું નામ ઊચરવું, પણુ બની ફગડણુ ફરતું ના ફરવું;
સંતોષ શાન્તિ સહનતા સદાય, તજવી ના લાયકી લજ્જા કદાય.
આ રીતે જો કદી વરતી શકાય, જીવતિનો જન્મ સફળ થઇ જાય. ૯૪

—:—

રહી રઘુપતિને રૂડી રીતે રે, પતિ ધર્મ પ્રકટ કરૂ પ્રીતે રે;
પાણી ગૃહણુ કરી પ્રમદાનો રે, એને જાણુવી સ્નેહી સદાનો રે.
કૃતિ કુટિલ સકળ પરહરવી રે, વશ વનિતાને વાણીથી કરવી રે;
સ્ત્રીના ધર્મનું શિક્ષણુ દેવું રે, ક્રૂર વચન વૃથા નવ કહેવું રે;
ગણી સ્વામીનું શરણુ જે આવે રે, તેવી કાન્તાને કોણુ સતાવે રે.
વર વ્યસની વિરૂપ મળે તોયે રે, એને અન્યનું શરણુ ન હોયે રે;
કરે સુખ દુઃખ સહન સદાયે રે, એણે ઉપડતું ન ઉચરાયે રે;
સ્ત્રીનો પરવશ દેહ જનમથી રે, તેને દૂભવવી નહીં ભ્રમથી રે.
સુખી સુંદરિઓ જયાં રહે છે રે, કૃપા હરિની ત્યાં શાસ્ત્ર કહે છે રે;
માન પ્રભુએ આપ્યું તે કોણુ વરણેરે, ચઢે ચાંદીના ફૂલ એને ચરણે રે.
કરે વશ પશુને મતિમાન રે, આપે યુક્તિએ ઉત્તમ જ્ઞાન રે;
તો ના ગૃહિણી જો ગુણુવતી થાય રે, તેમાં પતિનો પ્રમાદ જણાય રે;
મળે વિધિવશ વરવી જો તોયે રે, તેમાં સદ્દગુણુ જો કદિ હોયે રે.
તો ના તજવી તેને કરી તાડો રે, અથવા લેવો ના મારગ આડો રે;
પરણેત વિના પર વનિતા રે, તેને જાણે છે જાણુ જનિતા રે;
માત તાતનો વિરહ સહીને રે, પાળે આજ્ઞા પતિની રહીને રે.
તેને દાસી ગણી દુઃખ દેવું રે, કામ અવર અધમ નથી એવું રે;
કષ્ટ વેઠીને મોટી કરીને રે, વિધિ પૂર્વક ધન વાવરીને રે;
સારાં ભૂષણુ વસ્ત્ર સહીત રે, આપે કુલીનને કન્યા ખચીત રે;
છતાં કનડે કુબુદ્ધિ જો તેને રે, કોણુ ગણુશે કુલીન પછી એને રે;
વિદ્યા વિનય વિવેક વિચાર રે, હોયે આ જીવિકાનો આધાર રે;
દોષ રહિતને દિલ દરિયાવ રે, સંપ સુમતિને શાન્ત સ્વભાવ રે.

મ્હેલા થાય ન જ્યાં મન ભંગ રે, એ છે ઉત્તમ કુલીનનાં અંગ રે;
આવાં ચિહ્નું જણાય જેમાનાં રે, દોષ દેખે ના દેવ તેનામાં રે. ૯૫

———:———

## ઇશ્વર વિવાહ.

શંકર શારદાને શીશ નમું, ગરવા ગણપતિ જુઓ મુજ સ્હામું.
સ્મરૂ શારદા સમર્થ જાણી. અંબા આપો અવિચળ વાણી;
પરમ દીન પૂછે છે વાત, કેમ પરણ્યા તે શંભૂનાથ.
વેહેવા વૈકુંઠનાથે વખાણ્યો, વહેવા દેવીદાસે જાણ્યો.
પ્રભુજીનું નામ પૂછાવું, વહેવા વિગતે કરીને ગાવું;
(વળણ) વહેવાને વિગતે વરણવું, મોરી માતાજી કરો કલ્યાણ.
દીન વચન દેવી દાસનાં, દેવી કરોને પ્રમાણ;
એક સમે નારદ આવીઆ, જ્યાં હતા શંભુનાથ;
પ્રીતે શું પ્રભુજીને પૂછવું, કહે ઋષિ આગળ તે વાત.
નારદ કહે નયને નિરખતા, એવી કન્યા ન જાણું કોય;
સમોવડ શંભુનાથની, સરખા સરખી હોય;

રાગ ઉપરનો.

વળતી ઋષિએ થાંડી વાત રે, તમે સાંભળો શંભુ નાથ રે;
અહીંથી દૂર ઘણી ભૂમી થાય રે, ઋષિ રહે છે હિમાચળ રાય રે.
તેને કુળે છે કન્યા કુંવારી રે, કોડે શોભા તેની ઘણી સારી રે;
મહા રૂપ અનુપમ સાર રે, દીસે દેવી તણો અવતાર રે;
શોભા કહેતાં ન આવે પાર રે, થાકે શેષનાં વદન હઝાર રે.
હીંડે હંસ તણી ગતિ ધરતી રે, ભૂમી ઉપર ડગલાં રે ભરતી રે;
કટી જાણીએ કેસરી લંકરે, મુખ જાણી શશી અકલંક રે;
વેણુ વાસુકી જેવી જણાય રે, દીસે કંચન સરખી કાય રે.
ચરણુ કદળીના સ્તમ્ભશા જાણું રે, તમ ઋષિથી અધિક વખાણું રે;
બાળા બેઠી છે બાળ કુંવારી રે, શામા શોધે છે વરને વિચારી રે.
કહે નારદને મેંના સરખી રે, દેવ કન્યા છે શંભુના સરખી રે;
શંભુ કહે તમે નારદ જાઓ રે, વેગે ઋષિવર વહેલા થાઓ રે;

શુભ કામ કરો પ્રેમ આણી રે, ઋષિ ચાલ્યા સુણી એવી વાણી રે.
એમ કહીને નારદ ત્યાં આવ્યા રે, મહાદેવનાં માગાં લાવ્યા રે;
જેથી માતપિતા મન લોભે રે, એવાં વરને કન્યા શોભે રે;
વળતી ઋષિએ માંડી વાત રે, વર સારો છે શંભુનાથ રે.
જેને સુરવર મુનિવર જાણે રે, વર રૂડો તે વેદ વખાણે રે;
ત્યારે બોલીયાં મેના માય રે, કોણ ખંડનો છે વરરાય રે;
અનુકૂળ છે કેવી ન્યાત રે, કહે નારદ સાંભળો વાત રે;
અનુકૂળ છે આદિ ઉચારૂં રે, એનું સુંદર કુળ બહુ સારૂં રે;
દેખી મન આ માન્યું મારૂં રે, એવો કોઈ નથી એમ ધારૂં રે.
જે કોઇ અણજુગતુ કહે તમને રે, તેની ખોટ વરધ છે અમને રે;
ઇશ્વરજી વહેવા સરખા રે, એવાં વચન શુણી રાય હરખ્યા રે;
જોયા વિના જોયા જેવું કીધુ રે, શંભુનાથનું શ્રીફળ દીધું રે.

વલણ.

રાય કહે ઋષિ સાંભળો, જુગતે શું લાવો જાન,
મોટા તે મહિપતિ આવશે, રૂડી પેર વધશે માન.

રાગ ઉપરનો.

નારદ કહે સાંભળો રાય રે, કહું મહાદેવનો મહિમાય રે,
બ્રહ્માદિકને શ્રી ભગવાન રે, રાય આવશે સર્વ સમાન રે;
એવાં વચન કહી ઋષિ વળિયા રે, પ્રભુજીને પંથે પળિયા રે,
મહાદેવને મંદિર આવ્યા રે, ઋષિ રૂડા સમાચાર લાવ્યા રે;
હિમાચળે તે કન્યા દીધી રે, શંભુનાથની સગાઇ કીધી રે.
એવી વાત કહી છે રે વહાલી રે, શિવે હશીને તે લીધી તાળી રે;
ચાલો જગદીશ પાસે જઇએ રે, વેહેવા વૈકુંઠનાથને કહીએ રે.
લક્ષ્મીવરને તેડી લીજે રે, પરી પ્રાણ પ્રભુજી શું કીજે રે;
હિમાચળને હરખ ન માય રે, મહા મંડપ રચીયો ત્યાંય રે;
તેડયા સોની સુથાર તમામ રે, તેડયા કારીગરો તે ઠામ રે.
બ્રહ્માજીએ મહુરત સારૂં શોધ્યું રે, દીશા જોઈને દોરડુ બાંધ્યું રે;
ભૂમી ચાર યોજન ભરી લીધી રે, પરવાળાની પૂરણી કીધી રે;
મણિ જડિત્ર મોડ ઘડાવ્યા રે, બ્રહ્મા આદિ ત્યાં સર્વે આવ્યા રે;

ભૂથી ઊંચાં ભવન આકાશ રે, પડે તેજ તણો બહુ પ્રકાશ રે.
મહીં જુકિત તણી ગતિ જાણી રે, નવરંગીની રચના આણી રે;

વલણ.

રંગની રચના આદરી, જૂજવી જૂજવી જાત;
મેઘ માળાને ચિત્રશાળા, લીલી ઓપે છે ભાત.
મેરૂ પર્વત પર પંખી પ્રકટયાં, ફળ મેલ્યાં સુખકાર;
નયનથી સૌ નીરખીને, કહેતાં ન આવે પાર.

રાગ ઉપરનો.

એવી મંડપ રચના ઉપાડી રે, ચતુરાઇ થકી ચિત્ર કાઢી રે;
માંહી ભૂલવણી બહુ ભારી રે, માંહી બાજીગર રચના સારી રે;
વિપ્ર વેદનો કરતા વિચાર રે, વરણુવતાં ન આવે પાર રે;
માંહી મન ગમતા મન ગમતા રે, ભાટચારણુ રમતા ને ભમતા રે;
માંહી ગોપ વાંસળીઓ વાળા રે, ત્યાં તો ચાલતાં મારગ ઝાલ્યા રે.
કોઈ ઘોડે ચઢયા અસવાર રે, લશ્કર પ્યાદલનો નહીં પાર રે;
માંહી મોટા મેંગળ મદ ઝરતા રે, મદમત્ત લડાઇ તે કરતા રે.
શૂંઢવાળાને સાંકળો છાજે રે, ગળે બાંધી તેના રવ ગાજે રે;
ત્યાં તો આનંદ ઉત્સવ થાય રે, એવું લખીયું છે મંડપ માંય રે;
બીજે નાટક ગાયન જાણું રે, વનસ્પતિ શું મુખથી વખાણું રે;
માંહી અનુપમ આંબા ફળીઆ રે, જેવા જાણે જાંબુડા ગળીઆ રે.
બન્યાં ખારેક ને ખજૂર રે, ફળફૂલને સીંગો મધુર રે.
લીલી કેળને કરમદી પાકી રે, માંહી સારી સુખડ નથી બાકી રે;
માંહી તજ જાવંત્રી ઝાઝી રે, બોર બોરડીએ રહ્યાં બાજી રે;
વળી બદામ ને બીલી રે, તે તો દીસે છે નવરંગ લીલી રે,
નવરંગીને નાગર વેલી રે, શોભા વૈકુંઠની લાવી મેલી રે;
વનસ્પતિ ભાર અઢાર રે; માંહી પંખી તણો નહિ પાર રે.
જ્યારે મધ્ય મંડપમાં આવ્યા રે, ત્યારે શુ હંસ લાવ્યા રે;
માંહી મોર મધુરાં બોલે રે, જોતાં ન આવે કોયલડીની તોલે રે.
માંહે નવરંગ સારસ રૂડા રે, માંહે બેઠા ચકલીને શૂડા રે;
માંહે પાળેલા પોપટ પઢતા રે, ત્યાં તો મુરગી કુકડા વઢતા રે;

મેના બોલે છે શબ્દ મીઠા રે, બગ ધ્યાન ધરીને બેઠા રે;
પર ભૂમી તણા જે પંખી રે, તેની જાત લખી છે અસંખી રે.
એવી મંડપ રચના કહાવે રે, કેવી જાત શંભુનાથ લાવે રે.
મઢી આગળ માંડવા ઘાલ્યા રે, શંભુનાથ પરણવા ચાલ્યા રે;
શિવે જુગતેથી જટા બાંધી રે, પેરી ફાટલી કંથા સાંધી રે.
ભાર ભાંગ ધંતુરાનો આંણ્યો રે, પુષ્ટ પોઠીયો પછીથી પલાણ્યો રે;
ગળે પહેરી છે રૂંડની માળા રે, અંગે લપેટયા ભોરીંગ કાળા રે;
શંભુના સમાચાર લાવે રે, એવો વેશ ધરીને આવે રે.
નવ જોબન નયન સમારી રે, સ્હાંમી આવે એ સુંદરી નારી રે;
જોવા લાગ્યા છે જાન જમાઇ રે, પડી મેના ત્યાં મુર્ચ્છા ખાઇ રે.
ભૂંડા બ્રાહ્મણે વ્યર્થ ભમાવ્યો રે, અણગમતો આંગણે આવ્યો રે;
એવાંવચન કહીને સૌ જાયે રે, જઇને કહ્યું હિમાચળ રાયે રે.
માતા કુંવરીને કહાવે રે, તારો ખળદે ચઢીને વર આવે રે;
કુંવરી કહે કરમની વાત રે, હું તો પરણી તે શંભુનાથ રે.

ઢાળ.

મેનાનું મન માને નહીં, મહાદેવ અવગુણ ગાય,
પેર પેર થઈ પ્રીછવે, આધીન થઇ ઉમીયાય.
જનમ આપે જનેતા, કરમ ન આપે કોય,
પાણી પી ઘર પૂછીયાં, હવે જાત ભાત શી જોય.
આંગણે આવ્યો વર આશા ભર્યો, તે વર્યા વિના કેમ જાય;
કર્મ બંધન તો કીજીયે, તો દોષ લાગે માય.

રાગ ઉપરનો.

જેમને રૂષિએ વર આપ્યો રે, તે મેં સત્ય કરીને થાપ્યો રે;
ત્રણ લોકમાં તપ મેં કીધું રે, શંભુનાથનું સગપણ લીધું રે.
એવાં વચન કહી કરી વાત રે, મુખથી બોલ્યાં તે મેના માત રે;
આ તો પુત્રી મેં કયાં જાઇ રે, ગળથુથીમાં વિખ ન પાઇ રે;
વણ દીઠે શું વર વખાણ્યો રે, હંસ કાગની કોટે બંધાણો રે.
પહેલાં પોંકવા જે કોઈ જાશે રે, એમ માનિની મનમાં વિમાસે રે.
કેમ જાયે તે જોગી પાસે રે, રૂપ જોઇને તનયા ત્રાસે રે;

દેવ કન્યા એને કેમ દીજે રે, માટે રૂડુ ગમે તે કીજે રે.
પહેલાં પોંકવા જે કોઈ જાશે રે, એમ માનિની મનમાં વિમાસે રે;
કેમ જાયે તે જોગી પાસે રે, રૂપ જોઇને તનયા ત્રાસે રે.
દેવ કન્યા એને કેમ દીજે રે, માટે રૂડુ ગમે તે કીજે રે;
સઉ હાશી કરે એને દેખી રે, કન્યા કેમ દીજે દેખી પરખી રે;
જો જો કુળવંતા જમાઈ રે, દેખી નારી રહી મુરછાઇ રે.

**વલણ.**

મેનાનું મન માને નહીં, એને આંગણે ઉભા ઈશિ,
પાર્વતીનો પ્રેમ જોઈને, રૂપ પ્રકટયું ઉમયા દીશ.
સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ;
જોતામાં ખામી નહીં જરા, તે તો કહું કયમ આભાસ;
હવે હરખ્યા હરિ, અંગે વાધ્યો છે ઓ છંગ;
શણુગાર સજી બહુ સુંદરી, બહુ નારી બની નવરંગ;
ધૂશળ મૂશળ કર ધરી, મલપતિ મંગળ ગાય;
પોંકી પછી પધરાવીયા, પ્રેમથી મંડપ માંય;

બ્રહ્મા સાથે શોભે બ્રહ્માણી રે, ઈન્દ્ર સાથે શોભે ઈન્દ્રાણી રે;
રવિ સાથે શોભે રાંદેર રાણી રે, જોવા જેવી શોભા સૌએ જાણી રે;
હિમાચળની સાથે છે મેનારે, વળી કરૂં હું વખાણુ કેના રે;
શિવ બેઠા પલાંઠી વાળી રે, મધુપર્કમાં કાંસાની થાળી રે;
લક્ષ્મી શિવને લુંણુ ઉતારે રે, સત્યભામા સૌને વારે રે.
સૌ બોલે છે નાટક બોલે રે, નહીં આવે જાંબુવંતીને તોલે રે;
રૂક્ષ્મણી એણી પેરે ગાયે રે, રાધિકાજી તે વારણે જાયે રે.
સૌ બોલે છે શંભુની પક્ષ રે, જળ આવ્યાં મેનાને ચક્ષ રે;
અતિ આનંદે પરણ્યા ઇશ રે, સાથે જાનઈયા જગદીશ રે.
કન્યાદાન દે હિમાચળ રાયે રે, મળી માનિની મંગળ ગાયે રે;
ધન્ય ધન્ય થયો અવતાર રે, વાગે વાજાં દુદુભી અપાર રે;
બ્રહ્મા સ્વસ્તિ સુરત બાંધી રે, લીલા વાંસની ચોરી બાંધી રે;
સુંદર મંગળ વરત્યાં ચાર રે, શિવજીએ આરોગ્યા કંસાર રે;
શિવને હાથ ગ્રહણુ ત્યાં થાય રે, દાન આપે હિમાચળ રાય રે;

રાયે હસ્તી આપ્યા શણગારી રે, ઉપર અંકુશને અંબાડી રે;
લાંબી ડોકને સાઠીઆ સાર રે, ગાયો ભેંસોને ટાળા અપાર રે.
રાયે રથ આપ્યા છે કોડ રે, સાથે ઘોડા ઘોડીની જોડ રે;
પ્રભુને પહેરામણી ઘણી થાયે રે, પીળાં પીતામ્બર આપ્યાં રાયે રે;
બધાને આપ્યાં દીસે ઘર ચોળાં રે, ઘણાં લાંબાં પનાદાર પહોળાં રે.
ભર જરીયાન મનમાં ભાવે રે, મન ગમતા મશરૂ મંગાવે રે;
ઘણી જુગતે જમાડી જાન રે, છુટયા બંધી થકી બંધીવાન રે;
શિવજી પરણી ચાલ્યા કૈલાસ રે, મૃત્યુ લોક મેલ્યા દેવી દાસ રે.
વીસવાડામાં વાળ વસે છે રે, અતિ આનંદે વહેવા કરે છે રે;
જે કોઈ ઇશ્વર વહેવા ગાશે રે, તેનાં પાપ સૌ પ્રલ્લે થાશે રે.
જે કોઈ સાંભળશે નર નારી રે, એની આશા પુરશે ત્રિપુરારિ રે;
તેને કૃપા કરશે શંભુ નાથ રે, ઝાલે સંકટ વેળાએ હાથ રે.
ધન ધાન્ય પુત્ર પરિવાર રે, આપે પારવતી ભરથાર રે.

વલણ.

પ્રીતશું આપે શ્રી હરિ, તેના મનની પૂરે આશ;
શ્રોતા જન સૌ સાંભળો, થાશે અવિચળ વાસ. ૯૬

---

## સાજીનું ગીત—માળેણ.

ઉત્તર દેશથી માળેણ આવી, છાબ ભરી લાવી ચોસેરા રે;
મુલવંતી મુલવંતી નગરમાં આવી, સ્હાંમા ફલાણા સાજન મળીયા રે.
કીયા ભાઈ ચોસેરાં જોઈ જોઈ મૂલવજો, આપણા જીયાવર નાનેરા રે;
નાનેરા નાનેરાં માડીએ જનમ્યા, ધન ધન દહાડો રે આજનો;
પૂર્વ દેશથી માળેણ આવી માળેણ આવી, છાબ ભરી લાવી ચોસેરા રે.
મુલવંતી મુલવંતી નગરમાં આવી, સ્હાંમા ફલાણા સાજન મળીયા રે;
ચોસેરા ચોશેરા જોઇ જોઈ મૂલવજો, આપણા જીયાવર નાંનેરા રે.
નાનેરા નાનેરા માડીએ જનમ્યા ધન ધન દહાડો આજનો. ૯૭

---

રંગરાતી રે મદમાતી રે માળેણુ મારાં વચન શુણો,
તું તો ચાંદલને ચાંદણે રે, ણુળેણુ મોગરડા રે વેડુ;
તું તો દીવાને અજવાળે રે, માળેણુ ચોસેરાં ગૂંથે.
વચ્ચે જાળીને પરવાળી રે, મૂકીને ચોસેરાં ગૂંથે;
પોસેને સોહે રે ફલાણાના કુંવર, પેલી પાડાની પાડોસણી;
કેઈ વેવણુ જોવાને આવે રે, મારાં ચોસેરને શું જોશો રે.
ચોસેરે જડી છે ખાપ રે, ચોસેર લહાવે લેઈ આવે રે. જીયાવરના બાપરે.
તમારાં ચોસેર બતલાવો, જીયાવર જોવાને આવી રે માળેણુ;
ચોસેર જોઈ મન મોહી, પરણાવશું કુંવારી રે. ૯૮

—:—

## ભોલેશ્વર વિવાહ.

સરસ્વતી સ્વામીને વિનવું ગણુપતિ લાગુ પાય,
ગુરૂ કૃપાએ ગાઇશું રે, ભોલેશ્વર વહેવાય.
ગુરૂ ગણુપતિને આરાધુ, મારૂં મન રે ભોલેશ્વરમાં લાધ્યુ;
ધન્ય ધન્ય આ સુરત શહેર, મહાદેવ ભોલેશ્વરની મહેર.
ગોપીપુરે વસે અવિનાશ, શુકલ અગ્નિ હોત્રીની પાસ;
મહેતા અભેરામનું દ્રવ્ય વાવરૂ, શિવનું દહેરૂ બંધાવ્યું સારૂ;
ઘેંઘાટ ઘણેરો ગાજે, ત્યાં તો કૈલાસ સરખા બિરાજે.
શિવરાત્રિ સોમવાર ને વ્યતિપાત, મહા પૂજા થાયે સારી રાત;
તીલ તાંદુલ અબિલ ગુલાલ, નાનાવિધની પૂજાનો તાલ.
ધૂપ દીપ નૈવેદ્ય પ્રણામ, આરતિ પુષ્પની અંજનીનું ધ્યાન.
પંચ વદનીને રૂપાન. ઘંટા, ઘીના કળશને પુષ્પની જટા;
પ્રભાતે પંડ્યાજી સમર્થ, ભણે વેદત્રયીના અર્થ;

વલણ.

અર્થ ભણે આનંદ શું, શ્લોક સહિત વિખ્યાત;
શુકલ બ્રાહ્મણ બહુ મળ્યા, મેતે દક્ષિણા આપી સાક્ષાત.

કડવું ૨ જું.

દક્ષિણા સઉ પામ્યા સહી, મહા પૂજા સંક્ષેપે થઈ;
આઠે દહાડે આવે શિવ જોગ, ગુપ્તેશ્વરના એ લોક,

ગુપ્તેશ્વર નરખીને જાય, કંતારાના દર્શન થાય;
સખી મનના મનોરથ થાય, ગાઇએ મોલેશ્વર વહેવાય.
એમાં નથી રે પૂર્વની કથાય, સત્ય જુગમાંહી પાંચાળ રાય;
તેને એક હવી રે કન્યાય, તેના ગુણની તે સંખ્યા ન થાય.
તે તો કારણ રૂપ કહેવાય, સુણો તે કથા સર્વ સભાય.

**વલણ.**

કારણ કો જાણે નહીં, પૂર્વ જન્મની પ્રીત;
પ્રજાપતિ પ્રીછયા નહીં, તેણે કર્યા વિપરીત.

**કડવું ૩ જું.**

વિપરીતની શી કહુ વાત, સતિ પુત્રીને શિવ જામાત્ર;
ઘેર આરંભ્યાં ઊત્તમ કાજ, દૂભવીયા તે શિવ મહારાજ.
રાયે પત્ર લખીને તેડાવ્યા, ત્રિભુવન થકી સઉ આવ્યા;
દેવ તેત્રીશક્રોડ ત્યાં આવ્યા, રૂષિ સહસ્ર ઇઠયાશી પધાર્યા.
પાતાળના પરનાગ તેડયા, નવેખંડના નરપતિ ભેળ્યા;
વિદ્યાધર ગાંધર્વ ગાય, ઇન્દ્ર અપ્સરા લેઇને જાય;
શરણાઇને ભેરી ત્યાં વાગે, તેને નાદે તે કૈલાસ ગાજે;
વૈમાન અંતરીક્ષે પળાયે, તેને નાદે તે ગગન છવાયે;
ત્યારે સતિ પૂછયુ ત્રિપુરાર, આજે સ્વર્ગમાં છે કંઈ સાર;
ત્યારે શંકર બોલ્યા ત્યાં વાણી, તમે સાંભળો સતિ રાણી;
તમારા પિતા પ્રજાપતિ જેહ, મહારૂદ્ર કરે છે તેહ.
તેણે આજ વિસાર્યાજી અમને, નહીં તેડયાં મોકલ્યાંજી તમને;

**વલણ.**

તમને તો તેડયા નહીં, એ મોટો અપરાધ;
સતિ કહે સુણ નાથજી, ભૂલ્યા હશે મુજ તાત.

**કડવું ૪ થું.**

મુજ તાતનો અંત ન લેશો, ભૂલ્યા ઉપર દ્વેષ ન ધરશો;
મુજ તાતને પુત્રી અનેક, એમ કરીને વીસરીયા વિવેક.
મુજ તાતના સાહીત્ય ભોળા, એમ કરીને વીસરીયા મહા ભોળા;

અમને આજ્ઞા જ આપોની આજ, અમે મૈયેર જઇએ મહારાજ.
એવી અવળી ના કરીએ પેર, વણ તેડયા ન જઇએ મહિએર;

વલણ.

વણ તેડયા જઇએ નહીં, ના કરીએ મૈયેર હાસ
માન ન પામો માનિની, તેણે હોય વિનાશ.

કડવું ૫ મું.

વિનાશની શી કહુ વાત, ઘણા ક્રોધે ચઢયા મહારાજ;
ત્યારે વજ્ર વચન લાગ્યા મંન, તપી ઉઠીયું ક્રોધથી તંન.
ત્યારે સતિ વિચારે મંન, આ શું આવ્યાં તે બન્ને લોચંન;
ત્યારે શિવજી તે મનમાં તપાસે, એ તો માનિની મમતે જાશે;
શિવે જેમ તેમ આજ્ઞા દીધી, રામા ને તે રળિઆત કીધી;
ત્યારે સતિએ નમાવ્યું શીષ, શિવજી બોલ્યા તે એમ ભવિષ્ય.

વલણ.

ભવિષ્ય ભૂલે નહિ, થાશે અવળી પેર;
તત્પર થઇને તારૂણી, ચાલ્યાં રે મૈયેર.

કડવું ૬ ઠું.

મૈયેરને મારગે મહાલે, ચતુરા ચંચળ થઇને ચાલે;
પાયે નેપુર ઘુઘરા ઘમકે, મહા વનમાં વિજળી ચમકે.
તેના તેજ તણો નહિ પાર, કોઈ આદિ શક્તિ અવતાર;
ક્ષણ એકમાં આવ્યાં પિતા ઘેર, ત્યાં તો અવળી દીઠી સૌ પેર;
મંડપમાં તે જગ્યા જોઇ, રૂદ્ર કળશ ન દીઠો તહીં.
ત્યારે સતિ મન વ્યાકુળ થયાં, ધીરજ ધરીને મંડપમાં ગયાં.
માત તાત ને ભ્રાત ભોજાઈ, આવો કહીને ન બોલ્યાં કોઈ;
બેન ભાણેજ ને સૈયર સાથ, આવો કરીને પૂછી બે વાત;
બીજે દહાડે ગયાં સભા માંય, સૌ દેવ બેઠા છે રે ત્યાંય.
સ્હાંમા સ્હાંમી રહ્યા સૌ જોઈ, આવો કહીને ના બોલ્યા કોઈ;
મુખ મરડીને બેઠા તાત, મારા સાચા છે પ્રાણનાથ.
પાપી પીતાને પરહરિએ, પાષાણને પેટે પ્રસવીએ;

પ્રદક્ષિણા ફરીને રાખ્યા ધીર, જજ્ઞમાં જંપાવ્યું શરીર.
મારે શરીર રાખ્યાનું શું કામ, હું તો આજ કરૂં જંપાપાત.

વળણ.

જજ્ઞમાં જંપાવ્યાં સતિ, કર્યો દેહ વિનાશ;
હાહાકાર ત્યાં થઈ રહ્યો, જુદ્ધે ચઢ્યા ત્રિપુરાર.

કડવું ૭ મું.

ત્રિપુરારિ ત્યાં યુદ્ધે આવ્યા, અગણિત ત્યાં સેના રે લાવ્યા;
શિવે જટા પછાડી કીધો ક્રોધ, વીરભદ્ર ત્યાં પ્રકટયો જોદ્ધ.
વીરભદ્રને ચઢી છે રીસ. છેદ્દુ પ્રજાપતિનું શીશ;
પજાપતિનું મુસ્તક કાપ્યું, રાજવટીના ધડપર જઇને સ્થાપ્યું.
સૌ શંભુ કરીને લાગ્યા પાય, પછી હશીયા તે શંકર રાય;
સૌ સૌને સ્થાનકે ગયા, થોડા થોડા સામગ્રે ગયા.

વલણ.

થોડા થોડા સૌ રહ્યા ને પૂર્વ જન્મની પ્રીત;
પ્રજાપતિ પ્રીછ્યા નહીં, જન્મ્યાં રૂડી રીત.

કડવું ૮ મું.

હીમાચળ ચતુર સુજાણ, તેની મેના નારી પ્રમાણ;
પેલા ભવની સંભારૂ વાત, મેં તો દૂભવ્યા શિવ સાક્ષાત;

વલણ.

શિવ સાક્ષાત મેં દૂભવ્યા, કીધો બહુ અપરાધ;
વણ તેડયાં મૈયર ગયા, કીધા પ્રાણના ત્યાગ. ૯૯

——:——

## રૂકિમણી હાર.

સરસ્વતી સ્વામીને વીનવું, ગણુપતિ લાગુ પાય;
દ્વારામતિનો રાણો રાજીયો રે, ચૌદ ભુવનનો રાય.
દ્વારામતિનો રાજા કહીએ, ચૌદ ભુવનનો સ્વામી;
શિશુપાળને જે યુદ્ધે જીત્યો, ભીમક કુમારી આણી;
દાવાનું દળ નાઠુ જાય, રૂકમૈયો પૂઠે ધાય.
રથ સહિત સૌ તાણી બાંધ્યા, રૂકિમણી લાગ્યાં પાય;

રૂકિમણી વચને હરિ સંતોષ્યા ગોવિન્દ કાપ્યા બંધ.
કાળ કેરો અમર ધર્યો કુંવર નાના કંથ;
કપુર વણજને કાચલી, ચંકાવળી વેચે પાન,
મુળ મહાદેવે ચોરી રચી ત્યાં પરણ્યા ભગવાન;
હાલે વાંસે લીલે કળશે ત્યાં પરણ્યાં રૂકિમણી.
રૂકિમણી પરણીને ઊઠયાં રે, દાશી પ્હેરાવે ચીર;
બળભદ્ર બંધુ જાગીયા રે, રાણી રૂકિમણીના વીર.
ખોળે બેસાડયાં રાણી રૂકિમણી રે, હરખ્યા તે શ્રી વાસુદેવ;
ખોળે બેશી ભણે શ્લોક, ગોવિન્દની પટરાણી;
ખોળેથી જો ઊતરૂ, સસરા હાર આપો આણી;
સૌ શણગાર સલુણ દીસે હાર વિના નવ શોભે;
કાને કુંડળ ઝાલ ઝળકે, કંઠે હાર શોભે.
કંઠના ગોદડ ઝુંમણાં રે, જમણી મોતિની સેર.
દોરી અણાવો ઝાઝ હીરની રે, તેડાવો ઝવેરીના બે ચાર;
ઝવેરીના ચાર મેતા એમ બોલ્યા વાસુદેવ.
વહુ ગોરીનો હાર પોવંતા વાર લાગે તતખેવ;
બાસેટ ખાનાં ચોસેટ જાળી, વચ્ચે મ્હેલો પરવાળી,
લાલ લીલો ને પીળોજી, જોડ સંગની સારી;
સાગ શીશમના ઢાલીયા રે, મશરૂની તળાઈ.
શ્રી કૃષ્ણ પોઢયા રૂડી સેજડી રે, રૂકિમણી ઢાળે વાય:
વા ઢાળતાં આવી નીદરડીરે, ઉશીકે મ્હેલ્યો હાર.
હાર હર્યો શ્રી દામોદરે રે, રૂકિમણી નિદ્રા ભેર.
સૂર્ય ઉગેને સુતી જાગે, ઉશીકે નવ દેખે;
રાણી રૂકિમણી નાવ જગાડયા વાત સઘળી પેખે.
અહિ હતા ને કયાં ગયા મ્હારો હાર કોણે હરિઓ;
શ્રી કૃષ્ણ ચોરમે જાણીયો હરિ ઠગ અવતરિઓ,
સમ કરૂં સઘળા કરૂં ને, દેવે ચઢાવું પાણી;
જો મે ત્હારો હાર હર્યો તો, આપુ બમણા આણી;
સમકરૂં સઘળા કરૂંને, દેવે ચઢાવું ફૂલ,

જો ત્હારો હાર હર્યો તો, આપુ બમણાં મૂલ;
સમ કરૂં ને ટાઢા શીળા, જો મેં નથી દીઠો.
સમ કરૂં રે ઊંના શીળા, જો મેં દ્રષ્ટે દીઠો;
લાવો વહ્નિએ પોષ ભરૂ, રાણી રૂકિમણી રીઝે.
લાવો રે વિષ ઘોળી પીવું, રાણી રૂકિમણી રીઝે;
લાવો કટારી કેડ ધરૂં, રાણી રૂકિમણી રીઝે;
મામો કંસાસુર મારીયો, ત્યારે કોણ હુ તુ પાસ.
માશી તણા પ્રાણ સોશીયા, ત્યારે કોણ હુ તુ પાસ;
નાગ નાથી ઘોડે ચ્હડયા, કૃષ્ન થયા અસવાર,
ચાંદા તારે ને ચાંદરણે, આખી રાત અજવાળાં;
હરણ હર્યાં છે રે મલપતાં, કૃષ્ન લે છે રે તાળી;
પાછલી રાતના ઉઠીને, વહુએ મહીરે વલોવ્યાં.
છાશે ભર્યા રે બે ગોરસડા, માખણ લે રે મૈયારી;
સરા સરા ઘી સ્વાદીયા, વાડી શબર સંભારી. ૧૦૦

—:—

## નાગર પીઠી.

ત્યાં તો શુકદેવ કરે રે વિચાર, તમે સાંભળો પરિક્ષિત રાય રે;
મારી પુત્રી તને શું થાય, બાળી તું કેમ રૂવે રે.
સર્વે સખીઓ મળી સૌ સંગરે, રૂકિમણીએ કર્યા પરપંચ રે.
વરૂ તો વસુદેવ નંદન, નહિ તર મારી દેહ તજુ રે;
મેં તો સૈયરમાં પાડી હોડ રે, પાર્વતીને નમું કરજોડ રે;
મને પૂજતાં નહિ આવે કોડ કે ઊમયા રૂઠીયાં રે.
મેં તો ધાવતાં વછોડયાં બાળ કે, તે પાપ મને નડયાં રે;
જૂઠાં ચઢાવ્યાં આળ કે, કોઇને જૂઠી દીધી હશે ગાળ કે;
તે પાપ મને નડયાં રે,
મેં તો ફોડી સરોવરની પાળ કે, મેં તો મોડી આંબલીયાની ડાળ કે;
કોઈ જૂઠી પૂરી હશે શાખ કે, તે પાપ મને નડયાં રે.
મારાં પૂર્વ જનમનાં પાપ રે, મારા અબળા ને બંધુ ભ્રાત રે;

મારી માત શાને કર્યો ત્યાગ કે, વિધાતાએ શું લખ્યું રે.
રૂકિમણીએ તેડાવ્યા વિપ્ર કે, તમે જાવો દ્વારીકા શ્રી કૃષ્ણ રે;
મારૂં કારજ કરજો સિદ્ધ, વહેલા પધારજો રે.
ભટ વિપ્ર કર્યા વિદાય રે, વાટે શુકન સારા થાય રે. હરિ હરિ ઉચ્ચરે રે.
શુકન મળી સવત્સી ગાય રે, સોવાસેણ બેડુ ભરી જાય રે;
વિપ્ર વેદભણી ઘેર જાય રે, હરિ હરિ ઉચ્ચરે રે.
આરસીયો તે વાડીમાં સુતો રે, જાગ્યો જઈ દ્વારિકા પોચ્યા રે. હરિ હરિ ઉ૦
કોણજી બ્રાહ્મણ કોના આવ્યા, કાગળીયા તે શાના રે લાવ્યા રે. હરિ હરિ૦
પ્હેલાં બ્રાહ્મણ આસન દીજે, પછી વાત વિચારી કીજે; હરિ હરિ૦
પ્હેલાં બ્રાહ્મણ જળ લોટા દીજે, પછી કાગળ વાંચીને લીજે. હરિ હરિ૦
પ્હેલાં બ્રાહ્મણ ભોજન દીજે, પછી વાતની ગોઠડી કીજે. હરિ હરિ૦
પ્હેલાં બ્રાહ્મણ મુખવાસ દીજે, પછી સારી શિખામણ લીજે. હરિ હરિ૦
મોકલીયો તમારી રે કન્યા રે, રૂકમૈયે કર્યો છે રે અન્યા રે. હરિ હરિ૦
શિશુપાળ આવ્યો લેઈ જાશે, સ્વામી લજ્જા તે તમને થાશે; હરિ હરિ૦
શિશુપાળ આવ્યો લેઇ જાશે, દેશે દેશમાં વારતા થાશે. હરિ હરિ૦
સ્વામી ગરૂડ પલાણીને આવો, જાદવજીની સેના લાવો. હરિ હરિ૦
ડહેરા દીધાજી અંબિકા ઓડે, રૂકિમણી ગોખે ચઢે ને રે જૂએ. હરિ હરિ૦
રૂકિમણી ગોખે ચઢી ચઢી જૂએ, રામકૃષ્ણ કરીને રે રૂવે. હરિ હરિ૦
ચારે દિશા થઈ અજવાળી રે, મારે કયાં ગઈ દીવાળી, હરિ હરિ૦
એટલે આવ્યાં જનનિ માત રે, કયાં રૂવો રે નાનાં બાળ રે,
પીઠી પેઠીજી આંખની માહ્ય કે, મા મને ખરખરે રે. હરિ હરિ૦
અંગેથી ઉતારી રે ચોળી, ચૂડી કાંકણુ નાખ્યાં રે મોડી. હરિ હરિ૦
એટલે હરિભટ દીઠા રે દૂર, હૈયામાં તે સાગર પૂર. હરિ હરિ૦
એટલે હરિભટ દોઠા રે શેરી, મેં તો ફૂલડાં નાખ્યાં રે વેરી રે. હરિ હરિ૦
જેવી વિપ્રે વધામણી માગી, રાણી રૂકિમણી મનમાં રે લાજી. હરિ હરિ૦
જેવી વિપ્રે વધામણી લીધી, રાણી રૂકિમણી રળિઆત કીધી. હરિ હરિ૦
એક હાર હતો અમૂલ્ય રે, તેનું ત્રિલોકમાં નહિ મૂલ્ય રે.
તે હાર વિપ્રને આપીયો રે. હરિ હરિ૦

## નળ વિવાહ.

સરસ્વતી સ્વામીને વીનવું, ગણુપતિ લાગુ પાય;
એકાન્ત વાડી રે નળરાયની, બેઠા ઉત્તમ રાજંન.
હંસે તે નળને રોતા દીઠા, કેમ રૂવો રાજંન;
પરણ્યા કુંવારા જાણ્યા નહીં, શું પૂછો છો અમને.
મેં જાણ્યું ભાભી પીહેર ગયા, મંદિરમાં દિસે નહીં;
ઊડતો હંસ એમ બોલીયો, જાન તૈયાર કરજો.
એકાંત મેડી રે દમયંતીની, હંસ આવીને બેઠો;
બેઠો ચંપક કેરે છોડવે, કરે નળનાં વખાણુ.
દમયંતી હંસને પૂછે, નળ પરણ્યા છે કે કુંવારા;
વૃદ્ધ છે કે નળ જોબન છે, સ્વભાવે છે સારા.
નળરાય કે રંક વૃદ્ધ નથી રે, નળ જોબન છે નૈષધ દેશનો રાય;
સાંજ વેળાએ નળ બારણે, મધ્યાન્હ કોટી બપોર.
મુજ સરખા અનેક ફરે, ખગપતિ નળ પાસે;
અમે કમળના બેસનાર છીએ, નળ વિના કેમ રહીએ.
કમળ જેવી મારી હથેળી, હંસ આવીને બેઠો;
દમયંતીએ હંસને વિદાય કર્યો, જ્વાળા લાગી તનમાં.
એટલે આવ્યાં જનની, પુત્રી લાગીજી રોવા;
હું રે સમાણી પુત્રી સાસરે, મારો નહિ કીધો વહેવા.
વાજતે ગાજતે નળ ચાલીયા, સામા કળિજુગ મળીયા;
ઉતાવળા રે શ્વાસે ભર્યા પુત્રી વરવાને કાજે.
છાનો પત્ર લખે દમયંતી, નૈષધ દેશનો રાય;
નળ દમયંતી પરણીયાં, આનંદ ઉત્સવ થાય.
ભીમકે જાન વિદાય કરી, અંગે હરખ ન માય;
નળવેહેવા પૂરો થયો, ગાય શીખે ને સાંભળે તેનો કૈલાસમાં વાસ.૧૦૨

---

## રામ વિવાહ.

સરસ્વતિ સ્વામીને લાગુજી પાય, હવે ગાઈશું રામ વ્હેવાય;
એક મિથિલા તે નગરી રે કહાવે, તેની જનક વિદેહી આવે.

ધનુષ્યનો નીયમજ લીધો, પછી વરવાનો આરંભ કીધો;
તોરણ બંધાવ્યાંજી એવા રે, કંકોતરી લખી રે તેવા રે.
દેશે દેશના રાજા રે આવે, કોઈ ધનુષ્યની પણછ ચઢાવે;
એવું પરાક્રમ જે કોઈ કરશે, મારી જાનકી તે વર વરશે.
દેશે દેશમાં વારતા જાશે, સઘળા ભૂપતિ ભેગા થાશે;
ટોળે મળીયાજી રૂષિને દેવ, રાજા જનકજી કરતા રે સેવ.
રૂષિ વિશ્વામિત્ર રે આવે, રાજા જનક હશીને બોલાવે;
રૂષિ સાથે બે નાના રે બાળ, તેને જોઈ રહ્યા છે ભૂપાળ.
કાયા કોમળ અતિશે કુમાર, કોઇ એક દિસે છે રાજકુમાર.
ચારૂ વદનને ચિત્તના ચોર, જાણે ચાલે છે હંસને મોર;
આંખલડી તે અંબુજ સરખી, રાજા જુએ છે નખ શીખ નરખી.
અતિ આદરે આસન દીજે, પછી વાત વિચારીને કીજે;
નાનાવિધનાં વાજીંત્ર વાજે, રાજા જનકનો મંડપ છાજે.

વલણ.

ગોખે બેઠા શ્રી જાનકી, જોવા તે સઘળા ભૂપ રે;
એક રૂષિ સભામાં શ્રીરામ તેતો, મહા મનોહર રૂપ રે.
તેનું ભાળ તો વિશાળ છે, ભ્રકુટી તો ભ્રમર રસાળ છે;
કટાક્ષ કરી ચૌદશ જૂએ, રઘુનાથ મહા રણધીર રે.
એના કુંડળનાં બિંબ ગાલે, અધર રાતા ચોળ રે;
એના દંત દાડિમ બીજ જેવા, ચાવતા તંબોળ રે.
હરિ અધર મધુર હસતા, મકરંદ આવે સાર રે;
એની લટક જોઈ શ્રી જાનકી, અતિશય વ્યાકુળ થાય રે;
આ શુદ્ધ ન રહી શરીરની, આભૂષણ નીસરી જાય રે.

વલણ.

એક સખી સીતાજીને પૂછે, બેન આવડાં વ્યાકુળ શું છે;
બેઉ નયને ભર્યાં પાણી, તું તો સાંભળ સૈયર સમાણી.
મને નહિ ગમે બીજા રે સૂર, રઘુવર વરવાને આતુર;

આ રઘુવર વર જો નહિ વરૂ તો, બળે મારૂં તંન રે;
મહા મનોહર મૂર્ત્તિ લહિએ, મ્હોયું મારૂં મંન રે.

—:—

એટલે આવ્યાં સીતાની રે માત, બેન કેમ કરે આંસુ પાત.
ધીરજ રાખ ને પુત્રી રે મારી, ગમતો વર આપશે ત્રિપુરારિ;
પીતાજીએ સગપણ કીધું, અણજાણે આવું પણ લીધું. ૧૦૩

—:—

રામજીનો વરઘોડો.

કે માતાજીને વાત કરે સીતા, કે માડી મને લાડ લડાવે પીતા;
કે માડી મને શણગાર ઘડાવો શોભીતા, કે આજને વરઘોડે રામજી નિરખીયા.
કે માડી મને પરણવું ઘણું ગમે, કે માડી મને પરણાવોને તમે;
કે માડી મારૂં મન રામજીમાં રમે, કે આજને વરઘોડે રામજી નિરખીયા.
કે માડી દશરથ નંદન વરઘોડો, કે માડી એનો મહિમા છે અતિ રૂડો.
કે માડી એને કોઇએ ના જાણ્યો ભૂંડો, કે આજને વરઘોડે૦
કે માડી મારા બાપજીને કહાવો, મંડપ માયરાં રચાવો;
કે માડી સુવર્ણની ચોરી કરાવો, કે આજને૦
કે માડી મારે અંગે ચઢાવોની પીઠી, કે માડી રખે દુષ્ટને પડું દીઠી;
કે માડી પરણવાની વાત ઘણી મીઠી, કે આજને૦
કે માડી મારા મામાજીને કહાવો, કે માડી મારે પાનેતર જાદર અણાવો;
કે માડી મારા સોળે સોને ચુડા મઢાવો. કે આજને૦
કે માડી મોડ સોહે કૌશલ્યાને માથે, કે માડી રામણ દીવો ઝાલ્યો હાથે;
કે માડી સૌ ચાલ્યા રામજીનાં સાથે. કે આજને૦
કે માડી સાજન ચાલ્યું સૌ લોકે, કે માંડી કેસર છાંટે બહુ બેહેકે;
કે માડી લોક જોવા મળ્યા થોક થોકે. કે આજને૦ ૧૦૪

—:—

શિવ વિવાહ.

જીરે પ્રથમ તે શિવજીને વરણવું, જીરે લાગુ તે લળી લળી પાય;
હું તો સ્તુતિ કરૂં શંકર તણી, જીરે ચૌદ તે લોકના રાય.

હું તો શંકર વરને પ્રીતે વરૂ.
જીરે પાર્વતી તપ માંડીયાં, જીરે માંડયાં તે ઊગ્ર અપાર;
અન્ન ને જળ બેઊ તજ્યાં, અરે તજીયા તે સોળે શણગાર;
હું તો શંકર વરને પ્રીતે વરૂ.
જીરે કોઈ કહેશે શિવજીને શું વરી, જીરે નહિ એનાં માતને તાત;
એ તો બળદ ઉપર બેશીને ફરે, શુણી ઉમયા કહે વાત.
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે પારવતી તે પછી એમ બોલીયાં, જીરે આભૂષણ છે એની પાસ;
આખી જગતિના જીવ એની કરે, જન્મ ધરીને રે આશ;
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે શંકર કહે શુણ સુંદરી, જીરે મારો છો જોગીનો વેશ;
રાજ કન્યા તું તો બાળકી, જોગી પતિ ના સેવાયે લેશ.
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે પાર્વતી તો પછીએમ બોલીયાં, જીરે તમો છો અકળ સ્વરૂપ;
હું તો ગદગદ કંઠે વાણી વદું, જીરે તમે છો શંકર સ્વરૂપ.
હું તો શંકર વરને પ્રીતે વરૂં.
જીરે મેનાને મારી માવડી, જીરે કરશે તે મહા ઉત્પાત;
મારા તાત હિમાચળ જાણુશે, જીરે કરશે તે પ્રાણના ઘાત.
હું તો શંકર૦
જીરે પારવતી એવું ઊચરી, ગયાં પોતાને સ્થાન;
જતાં જતાં વાણું એવી વધ્યાં, જીરે સારી તે લાવો વર જાન;
હું તો શંકર૦
જીરે ગોધલે બેશીને રખે આવતા, જીરે રખે તે ચોળતા રાખ;
જોગી જટા તો ભસ્મે ભરી, જીરે રખે કરતા શંખનો નાદ;
હું તો શંકર૦
જીરે મેંના તે મારી માવડી, જીરે ઝાજેરી કરશે રીસ.
હું તો શંકર૦ ૧૦૫

——:——

## તાપી વિવાહ.

સરસ્વતી સ્વામીને વીનવું, ગણપતિ લાગવું પાય રે;
તાપીનાં તેજ છે આકરાં, પાણી છે નિર્મળ નીર રે.
સૂરજ બેટીતમ તણી, માગે છે સાવણુ રાય રે;
સાવણુ વાડીએ ઉતર્યા, તાપીને રમતેલી દીઠી.
કે રે તું પરણી કે આદરી, કે રે તું બાળ કુંવારી;
નથી પરણી નથી આદરી, હજુએ છું બાળ કુંવારી રે.
ઘેર જઈ માડીને પૂછીયું, કન્યા રૂપનું ધ્યાન રે;
તેડાવો જોશીના બેટડા, તાપીનાં લગનને જોવાડો રે.
જોશીએ મુહુર્ત્ત આપીયાં, સાતમને સોમવાર રે;
તે લગન ચ્હઢયા પરમાણે રે, થાળ ભરી સંગ મોતીડે.
લ્યો જોશી કણવટ આપું રે, કણવટ લેઈ જોશી ઘેર ગયા રે;
જોશેણે પૂછી છે વાત રે, કોની બાઈ રે વહુ દીકરી;
કોનાં લૂંટયા ગર્થ ભંડાર રે, કોના લૂંટયા ઓરડા ઓરડી.
કોનાં લૂટયાં પેટી મજૂસ રે,
નથી વાહી રે વહુ દીકરી, નથી લૂંટયા ગર્થ ભંડાર રે;
નથી લૂંટયા ઓરડા ઓરડી, નથી લૂંટયાં પેટીને મજૂસ રે.
માણેક દડો રે મોતિ છડો. તાપીના વહેવા કે માંડયાં રે;
મે તુંને વહેવાઇ વારીયા, જેઠનાં લગ્ન ન લેશ રે.
નહિ મળે ખોળ કપાસ રે, નહિ મળે પાણી ને ઘાસ રે;
વહેવાઇ એ આવતા જાણીને, સંબધિ વાવને ખોદાવી રે.
વાવ ખોદાવી તો ભલે, ચરૂએ ઓસવ્યાં છે અન્ન રે;
અન્ન ઓસવ્યાં તો ભલે, જમાડો વરની જાન રે.
જાન જમાડી તો ભલે, બીડલે બાસઠ પાન રે;
જો વર શેરીએ સંચર્યા, શેરીએ કાચને ઢાળાવો રે.
જો વર સીમે સંચર્યા, સીમે તે સાળ રોપાવો રે;
જો વર પાદરે સંચર્યા, પાદરે પડાને વગડાવો રે.
જો વર ખડકીએ સંચર્યા, ખડકીએ ખડાને વગડાવો રે;
જો વર મંડપે સંચર્યા, મંડપ તો મોગરે છાયા રે.

જો વર મ્હાય રે સંચર્યા, મ્હાયરાં મોતિએ ભર્યાં રે.
નીસર એલડી ઘેલડી, નીસર કન્યાની માડી;
નાઘડીચોવર લુખશે, સૂકાશે મુખના તંબોળરે.
પટકો રે મેરૂરે પાટલડી, કાંચલડીએ કેશ બાંધુ રે;
ચાલતી મ્હાલતી નીસરી, જાણે ભાદરવાની ભેંસ રે.
ડોલતી ટોલતી નીસરી, જાણે ઊન્હાળાની ઊગરે;
નાક સાહી વર નિરખીયા, ગળે ઘાલ્યાં છે ઘાટ રે.
આણી બેસાડયા છે મ્હાય રે, બેસણે માંડયાં છે પાટ રે;
કન્યાએ કાંકણુ પ્હેરીયાં, પડી રે પાંનેતરે ગાંઠ રે.
આડાં રે અંતર પટ ધર્યાં, હોય રે તંબોળે છાંટ રે;
કાથા ચંદન કેરી કૂરવડી, રસી સાર કંસાર રે.
વેદ મંત્રે કંસાર પચ્ચંચ્યો, તેડાવો કન્યાની માડી રે;
સોનેલા થાળ અણાવો, રૂપલા ઝારી હાથ રે.
ઘી અણાવો ગૌરી તણાં, બોળલે પીરસો ને ખાંડ રે;
ત્યાં તો રામ જમાડે સીતાને રે, ત્યાં તો સીતાને જમાડે રામ રે;
અન્યો અન્ય જમાડીયાં, વાળ્યા ઉછીના પાડ રે. ૧૦૬

---

## રૂકિમણી વિવાહ.

સરસ્વતિ સ્વામીને વિનવું, ગણપતિ ચરણે હું નમું;
શુદ્ધિ બુદ્ધિ અમને દીજીએ, રામ નામ શું રંગે રમું.
એક રંગે રમે રંગ તાળ. જય દેવ જગદાધાર રે;
સ્વામી દીન જાણી ને દયા આણી, તમને શું કહેવું અપાર રે.
એક નગરીનો ભીમક રાજા, તેની કન્યા રૂકિમણી;
વારૂ તે વર જોઈ દીજે, ચિંતા થઇ છે અતિ ઘણી.
રૂકમૈયો રે કહે છે તાતને, શિશુપાળ રૂકિમણી દીજીએ;
કોઈ એક વેળા કારજ હોયે, સગો સમર્થ કીજીએ.
રૂકિમણી કહે છે તાતને, શિશુપાળ વરને હું નહિ વરૂં;
જાદવ વંશી છે શ્રી કૃષ્ણજી, તેઓ તણી બ્હાંય હું ધરૂં.
એનાં લગન લીધાં રે ઊતાવળાં, શિશુપાળને તેડાં ગયાં;

જરાસંધ સમર્થ જાણીને, જાને તે તેડી લાવજો.
એના વાજીંત્ર વાગે નાનાવિધ તણાં, રૂકમૈયો ચાલી સ્હાંમો ગયો;
દળ દીઠું રે શિશુપાળનું, રૂકમૈયો મનમાં હરખિયો.
એને ઉતારા ભલા આપીએ, સેવા તે કીજીએ અતિ ઘણી;
એને ભાવતાં ભોજન જમાડીએ, ખાજાં લાડુ ને લાબશી.
રૂકિમણી કાગળ લખી કરી, આપ્યો તે બ્રાહ્મણ હાથ રે;
તમે વેગે પધારો વિપ્ર દ્વારિકાં, જઈ જાણ કરો જદુ નાથ રે.
વિપ્ર તે મન વિમાશીયા, હવે શો કરૂં હું સંચરે;
કયાં કૃષ્ણ ને કયાં રૂકિમણી, અમને તે લાગ્યા ભ્રમ રે.
સરોવર પાણી પી કરી, સુતો તે વાડી માંહ્ય રે;
જાગ્યો તો દ્વારિકા, હરખીયો હૈયામાં ઘણું.

### વળણ.

આ રસિયો તે વાડીમાં સૂતો, જાગ્યો જઇ દ્વારિકાં પહોચ્યો;
કહોજી બ્રાહ્મણ કયાંના રે આવ્યા, કાગળીયાં તે શાના રે લાવ્યા.
વૈદર્ભ દેશના બ્રાહ્મણ આવ્યા, કાગળીયાં તે ત્યાંનાં રે લાવ્યા;
પહેલાં બ્રાહ્મણ આસન દીજે, પછી વાત વિચારીને કીજે.
પહેલાં બ્રાહ્મણ જળ લોટા દીજે, પછી વાતની ગોઠડી કીજે;
પહેલાં બ્રાહ્મણ અંગોળ કીજે, પીતામ્બર હાથમાં લીજે.
પહેલાં બ્રાહ્મણ ભોજન કીજે, પછી કાગળ વાંચીત લીજે;
પહેલાં બ્રાહ્મણ મુખવાસ દીજે, પછી સારી શીખામણ લીજે.
મોકલ્યો તમારી રે નારી, વાંચી જોજો રે દેવ મોરારી;
મોકલ્યો તમારી રે કન્યા, રૂકમૈએ કર્યો છે રે અન્યા.
સ્વામી ગરૂડ પલાણીને આવો, જાદવજીની સેના રે લાવો;
શિશુપાળ આવ્યો લેઈ જાશે, સ્વામી લજ્જા તે તમને રે થાશે.
શિશુપાળ આવ્યો હરિ જાશે, દેશે દેશમાં વારતા થાશે;
જાયા જનમની છું હું તમારી, રખે મૂકતા મુજને વિસારી.
ડહેરા દીધાજી અંબિકા ઓડે, રૂકિમણી ગોખે ચ્હઢીને રે જૂએ;
રૂકિમણી ગોખે ચ્હડી ચ્હડી જૂએ, રામ કૃષ્ણ કરીને રૂએ.

રૂકિમણી ગોખે ચ્હડી જુએ ઝાળી, હજુએ ન આવ્યા વનમાળી;
હૈયાનો ઉતાર્યો રે હાર, રૂકિમણી રૂદન કરે રે અપાર.
અંગની ઊતારી રે ચોળી, ચૂડી કાંકણુ નાંખ્યાં રે મોડી;
એટલે આવ્યા એમની માડી, કેમ રૂવો છો બાળ કુંવારી.
પીઠી પેઠી તે આંખે નડે છે, તેથી આંસુ અપાર પડે છે;
એટલે હરિભટ દીઠા રે દૂર, હૈયામાં તે સાગર પૂર.
એટલે વિપ્રે વધામણી દીધી, રાણી રૂકિમણી મનમાં રે સાજી;
વધામણી દીધી વિપ્રે થઈ રાજી, રાણી રૂકિમણી મનમાં રે લાજી.
મારી સૈયરને રે તેડાવો, નાના વિધના પૂજાપા અણાવો;
જળ નિરમળે ભરાવો ઝારી, ઉપર દીપક લ્યો અજવાળી.
મોતીડે રે ભરાવો રે થાળ, ઉપર શ્રી ફળ મૂકો રે ચાર;
રૂકિમણી અંબિકા પૂજવા જાય, ત્યાં તો માનિની મંગળ ગાય.
રૂકિમણી અંબિકા પૂજે રે બાળી, ત્યાં તો વેદ ભણે રે શ્રીમાળી;
રૂકિમણી અંબિકા પૂજે રે કળીએ, શ્રી કૃષ્ણ આવ્યા મન રળિએ;
રૂકિમણી અંબિકા પૂજે રે કોડે, શ્રી કૃષ્ણ ચઢ્યા વરઘોડે:
પૂજી આજીને પાવલે લાગ્યા, હૈયામાં હરિ વર માગ્યા.
પૂજી આજીને પાછા રે વળીયા, શ્રી કૃષ્ણે તે બાંહેડાં ધરીયાં;
એવાં રથે બેસાડયાં રે રાણી, રૂકમૈયાને બાંધ્યારે તાણી.
રૂકમૈયો નાઠો નાઠો જાય, કૃષ્ણ બાંહે મેલીને સ્હાય;
રૂકમૈયાને ઠોકર વાગી, રાણી રૂકિમણી મનમાં રે લાજી.
સ્વામી તમે બનેવી એ સાળો, રૂકમૈયાને પાછો રે વાળો;
સ્વામી તમે ભર્ત્તા અમે કન્યા, રૂકમૈએ કર્યો છે રે અન્યા.
એટલે દીઠાં કુવારિકા વાડી, ત્યાં રે વિસાર્યા પોતાની માડી;
એટલે દીઠા કુવારિકા હીરા, ત્યારે વિસાર્યા પોતાના વીરા. ૧૦૭

——:——

## સીતા મંગળ.

સીતા સતિને ચરણે લાગુજી, શુદ્ધિબુદ્ધિ વાણી અવિચળ માંગુજી;
એક માગુ છુ સિદ્ધિ મનોહર, સ્વામી સારંગ પાણી;

ગુણ વરણવું રે તાહારા મને આપો અવિચળ વાણી.
જનક રાયે રચ્યા મંડપ તેડચા સઘળા ભૂપ,
રૂષિ સાથે રાઘવ આવીયા તેનું પરમ મનોહર રૂપ.
પાતાળના પનગ તેડયા ને આવ્યા ગગન મુનિ દેવ,
રાવણ કહે હું ધનુષ્ય ભાગુને કન્યા વરૂ તતખેવ.
જુગતે તે જોયાં જાનકીને દીઠા શિવ મહારાજ,
સ્વામી ભવોભવ હું ચરણ સેવુંને કેમ વિસારો આજ.
સતી કેરાં વચન શુણીને હશ્યા શ્રીરઘુવીર,
ક્ષણમાં વરૂં રે જાનકી તું રાખ મનમાં ધીર;
કરજોડી વળતી ભણે અમરાવતીમાં વાસ,
સ્વામી સંત સૌકોની દાસ છું રઘુનાથ પુરો મ્હારી આશ.

રાગ ફેર.

રથનારી સીતાજી વેણજ છોડી, શેષ નાગ સળકી રહ્યા કરજોડી.
મુખની છબી અદ્દભૂત સોહેરે બાળી, રોહિણી પતિ દર્શને આવ્યારે ધાઈ.
સૂરજ સાખે નહિ તેજ સમાયે. દંત દેખીને માનિનીના મનમોહે.
કટી દેખીને કેસરી બેઠા નિહાળે, પદ જોઈ ગુંજારવ ગુંડળીમાં ચાલે.
નાસિકા શુદ્ધ ચંચળ અધર સોહે, રૂપ જોઇને મુનિવર મોહે.
માવડી કર કોમળ કુંકુમ જેવો, ચૂડલો રથનાર બાજુબંધ તેવો.
નારી કુંજર ચીરની ચોળીરે સારી, શણગાર સજ્યો રાજા જનક કુમારી.
સ્હામા ધશીમશી આવ્યા રાવણ રાણા, કો દંડ ભાગે નહિ હાથ ચંપાણા.
મોટા ભૂપતિ મોયે પડયા ખશીયાણા, હું તો દંડ ભાગી સત્યખંડ કરૂં રે.
તમે દશરથ નંદન દેહ ધરોરે, સીતા જાનકી હે રઘુનાથ વરો રે.
એવે વેગે વધામણી ગાઇએ અયોધ્યા,
જીત્યાનો જસ રઘુનાથે રે લીધો, એવે વેગે.
એને સોનેલા જીભ વધામણી અપાવો,એને સેવ સુંવાળીને લાબશી જમાડો.
એને આઠ સાઠીકનાં બીડલાં અપાવો, એને રૂપૈએ તો મુઠી ભરાવો.

——:——

કડવું ૩ જું.

જાન લેઈ ચાલ્યા દશરથ રાય, હસ્તી ઘોડા કહ્યા નવ જાય.

કાળા કાખરા ને પીળા જેહ, ને પાતળીયા પલાણ્યા રે તેહ.
લીલા પીળાને રાતારે ઘણા, ને સુંદર તે મહારાજા તણા.
પાલખીઓ શણગારી બહુ, જોવા જાન મળ્યા જન સઊ.
પાલખીયો મેલી પરસાળ, જયાં દીસે ત્યાં અતિ રસાળ.
પાલખીએ મ્હેલ્યાં ઝૂમતાં. જયાં દિસે ત્યાં અતિ શોભતાં.
મોટેરા તંબુ તાંણ્યા જેહ, અધુદળ મધુદળ છાંડયા તેહ.
ભારે શેષ પાતાળે ગયા, ચંદ્ર સૂર્ય બે ઝાંખા રે થયા.
ક્ષણુ એકમાં આવ્યા દશરથ રાય, સામૈયે રાજા જનકજી જાય.
જોઈ જાનને જનકજી હરખ્યા, એ આગળ આપણે રાજા કશા.
આ તો કોઈ એક કારણ રૂપ, સૂર્ય વંશમાં મોટા રે ભૂપ.
ધનુષ્ય તો એણે ભાગીયું, અવર સૂરનું કુળ ગાજીયું.
રથને અજવાળે રચના બની, તે જાત વખાણી રાઘવ તણી.
ભેટયા વહેવાઇને મળીયાં મન, જનક કેરે જીવ્યું ધન્ય ધન્ય.
ભેટયા વેહેવાઇ મન ગયાં મળી, જાણે દૂધમાં સાકર ભળી.
એલચી રે વાશ્યાં જળ ચ્યાણીયાં, ખાંડ ભેળીને સૌને ભાવીયા.
ચંદન ઓરડા ઉઘાડીયા, દશરથ રાય ત્યાં ઊતારીયા.
જાદરણીની જુક્તિ કરો, પાથરણાં આપ્યાં પાથરી.
જો જનક બોલ્યા વાયક, કલુવો લેઈ જાઓ નાયક.
નગર ગામની નારી એહ, કલુવો લેઈ ચાલી તેહ.
દંહીં અને કલુવો ખાય, ઘણું સંતોષ્યા રાઘવ રાય.
કોશલ્યા બાઇએ દીધાં માન, સૌકોને આપ્યાં ફોફળપાન.
વહુ દીકરી રાજા જનક તણી, તેને તે આપ્યાં શ્રીફળ ગણી.
ગાતી ને વાતી જે ઘેર જાય, નમણે નવરાવ્યા રાઘવરાય.
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ ધીર, વર પાસે બેઠા ત્રણે વીર.
માતા નેત્રે અંજન કરે, મુખ જોઈ સૌનાં મન ઠરે.
રખે કુંવર કોની દૃષ્ટિએ પડે, કંકુ ચંદન રઘુપતિને ચ્હોડે.
એક સખી રે મંદિરમાં હતી, તેણે નવરાવ્યા સીતા સતિ.
ગોત્રેજ આગળ નામ્યાં શીષ, રાઘવજીને શું પૂરણ પ્રીત.
ગોત્રેજ માચે વર આવીયા, હૃદય કમળમાં સ્થાપિયા.
કરજોડીને પૂરી સહી, લગન સાધવાની વેળા થઇ.

### કડવું ૪ થું.

છત્ર ચામર શિર મુકુટ મનોહર, રઘુનંદનને શીશજી.
દળ વાદળ દળ શ્યામ મનોહર સુંદર ભીંને વાતજી.
કટી ઉપર કટી મેખળા ઝળકે કુંડળ લટકે કાનજી.
કેસરીયા વાગા અંગે વિરાજે શિવશંકર રઘુપતિ વીરાજી.
પૂરીના પ્રભુ શ્રી રઘુનંદન અચરત રો સદ્ભાવેજી.

### કડવું ૫ મું.

અશ્વ ચ્હઢયા રઘુનંદન રાય, ને ભેરી નભેરી વાગેજી;
ફેરી ના ફેરી વાગે નભેરીને, શરણાઈ શબ્દ રસાળજી.
હાહા ને હોહો ને તુંબુરુ તુંબુડ જંત્ર વેંણુ વાગેજી.
નગર લોક સૌ જોવા મળીયા રે કોણે રઘુવર દીઠાજી.
સન્મુખ થઈ સુંદર વર બેઠાને મનમાં તે લાગ્યા મીઠાજી.
ધન્ય ધન્ય પ્રેમ પનોતાં સીતા તો તે આ વરને વરશોજી.
કોમળ કરગ્રહી રેહે છે રે કુંવરી તો કારજ સઘળાં સરસેજી.

### કડવું ૬ ઠું.

આવ્યા તોરણે શ્રી રઘુનંદનરાય, સાસુ પ્રેમ પનોતાં રે પોંકવા જાય.
નાક સાહીને નિરખ્યા શ્રી અંતરયામી, મારી લાડ લડુલી રૂડો વર પામી.
ગળે ઘાટ ઘાલીને મંડપમાં રે આણી, રાજા જનકની કુંવરી સભામાં વખાણી.
રાજા જનકની રાણીએ રામ વધાવ્યા, ચત્રુભુજ શ્રીરામ ચોરી પાસે લાવ્યા.
પહેલું મંગળ વરતીયું રઘુનાથે, શશી વદની છબીલી ગ્રહી છે રે હાથે.
બીજે મંગળે અસ્નેહા ને લેહ, ઠકરાણી સીતાજીની સુંદર દેહ.
ત્રીજે મંગળે સાળે હસતારે કીધા, ચૌદ લોક સાથે મહા દાનજ દીધાં.
ચોથુ મંગળ નર નારી રે ગાય, કંસાર આરોગોને રાઘવરાય.
બ્રહ્માદિક વેદ ભણે છે રે જયારે, વિશ્વામિત્રે કંસાર રાંધ્યો છે ત્યારે.
ત્યાં તો સુવર્ણ કેરી થાળ અણાવો, જમુનાજીને નીરે ઝારી ભરાવો.
ઘણું ઘી મૂકીને કીધો ગળગળતો, ઘણી ખાંડ ભેળીને કીધો ભળભળતો.
શુભ આચમન લીધાંજી અંતરયામી, કંસાર પીરસે રાજા જનકની રાણી.
ત્યાં તો રામ જમાડે સીતાજીને પ્રીતે, ત્યાં તો સીતા રામને જમાડે છે રૂડી રીતે.

### કડવું ૭ મું.

આવ્યા સાસુને સસરો ચરણે રે લાગ્યાં, પ્રભુ આજ અમારાં સંકટ ભાગ્યાં.
એની ચોરીની ચોપખે હીરની દોરી, જનક કહેરે સીતા મ્હારી રામથી ગોરી.
એની ચોરીને ચોપખે હીરની ઝારી, જનક કહેરે સીતા મ્હારી રામથી સારી.
કૌશલ્યા મધુરી વાણીરે બોલે, ચૌદ લોકમાં નહિ કોઇ રામની તોલે.
ત્યાં પાન સોપારીની ચોપક્ષ છોડી, વરકન્યા બેઉ બેઠાં કરજોડી.
કરજોડીને પુરી જય જય કીજે, વર કન્યા સજોડાનાં ભામણાં લીજે.

### કડવું ૮ મું.

તેલ કચોલાં ને મોગરેલે ભર્યાં તો જાનને મર્દન કીજે રે.
ઊનાં રે જળ ઉષ્ણોદક આપ્યાં તો જાનને નાવણ કીજેરે.
બાવનપુરની થાળી અણાવો ડુંગરપુરની ઝારીજી.
પાટ પીરોજીને આડણીઆળાતો જાનને આસન દીજેરે.
વાડકા તો વીજયાપુરના અણાવોને સુવર્ણ કળશ હાથજી.
કાઠા તે ઘઊંનો કંસાર રાંધ્યો ને માંહ્ય માળવીયો ગોળ.
કુર તો કમોદનો રાંધ્યો દાળ ચંપાનો છોડજી.
કઢી તો ભલી વડીની કીધી ને પાપડ પુનમચંદ્રજી.
સુરણ સમારીને રાયતાં કીધાં ને માંય દધિનો સ્વાદજી.
ઘી તો ગૌરીનાં પીરસોને ખોબલે પીરસોને ખાંડજી.
કેર કરપટને લીલાં કરમદાં કેરી અનુપમ સારજી.
શાક પાકનો પાર નહિ આવે રે આરોગો વરજાનજી.
જનક રાજા દશરથજીને આવીને ચરણે લાગ્યાજી.
થાળી વાડકો સોનાની રે ઝારી તે મંડપ હેઠે મ્હેલોજી.
ઢોલીયા તળાયાંને અવર ઊશીકાં તે મંડપ હેઠળ મ્હેલોજી.
જનક રાજા દશરથજીને આવીને ચરણે લાગ્યાજી.
પહેરામણીનો સમો થયો છે ને જે રે જોઇએ તે માગોજી.
સોએક શણીયાં ને સાઠેક મુગટા પામરીનો નહિ પારજી.
કીનખાબ તો ખંભાયત કેરા ને દેશ તણી દરીઆઇજી.
દશરથ રાયને સોનાનું ટીલુને રઘુનંદનને જનોઇજી.
પાંચે વસ્તુ રઘુનંદનને હાથે સોનાના વેઢજી.

રામકુંવરને રાતા સાળુને દેવકુંવરને હરીઆઇજી.
પ્રેમ વહુને પીળી પટોળીને રૂક્મિણીને સાડીજી.
સુમિત્રાને સારી સાડીને કૌશલ્યાને ચીરજી.
માડીએ મુખ ચુંબન કીધાંને લાડી કંચોળા સાથજી.
સાસુએ રઘુનંદન તેડયાને કરજોડી કહે વાતજી.
મારી સીતાને તમે સુખ દેજો હે ચૌદ લોકના નાથજી.
સીતાને શીખામણ દીધી ને તું છે કુંવરી મ્હારીજી.
રામચંદ્રનાં વચન શુણજેને જાત રાખજે ત્હારીજી.
સાસુ નણંદનાં વચન શુણજેને જાત રાખજે મ્હારીજી.
ગદ્‌ગદ્‌ કંઠે જનક થયાને આંસુડાં પાડે માડીજી.
સાત વરસનાં સીતાબાઈ તે તો પરણીને સાસરે જાયજી.
આઠ વરસનાં સખી સાહેલી તે ઢીંગલાં લેઈ જાયજી.
સીતા વિના તે સુનું રે લાગે તે તુળશીના કયારા સૂકાયજી.
પાછું વાળીને જુઓ સીતા પનોતાંને વીરાને દોને આશીષજી.

## કડવું ૯ મું.

જાન પહોંચી અયોધ્યા પુરીને વરત્યો જય જયકારજી.
ધન્ય નગરી અયોધ્યા પુરીને ધન્ય લક્ષ્મી ભંડારજી.
ધન્ય ધન્ય દશરથ તાતનેજીરે ધન્ય કૌશલ્યા માતજી.
જનક માંડવો હારીઓ દશરથનો તે વાધ્યો વંશજી.
જનક કુળ અજવાળીએ દશરથનો તે વાધ્યો વંશજી.
એકીને બેકી રમીરે રઘુવર ગાત્રેજને લાગો રે પાયજી.
ભર્યાને ખાલી જુઓરે રઘુવર ગોરને તે લાગોને પાયજી. ૧૦૮

—:—

## ગૌરી મંગળ.

ગણપતિ ચરણને વરણવું સિદ્ધિ બુદ્ધિનો દાતાર,
મન વાંચ્છત ફળ પૂરવા કરેરે મોદકનો હાર.
સુરનર સેવે સદા ભક્ત તણો પ્રતિપાળ,
તેત્રીસ ક્રોડમાં દીપવા ધરેરે સેવતની માળ.

ઢાળ.

ઉરમાળ શોભેરે લટકતી, ચરણે ઘુઘરી ખળખળતી.
સિંદૂર શોભે શણુગાર, બે પાસે સિદ્ધિ બુદ્ધિ નાર.
મણિ માણેક કુંડળ લળકે, શશીખંડ કપાળે ઝળકે.
શીર મુકુટ મનોહર રાજે, સિંદૂર મુખ મંગળ કાજે.
ધરે છત્ર અંકુશ એક દંત, શિવનંદન મહા બળવંત.
મન કર્મ વચને કરૂ સેવા, મધુ મંગળ કરજો દેવા.

વલણ.

મંગળ મનના પૂરવા જસ આપો વિખ્યાત,
અંબાસુત આરાધિએ મારે શિષ મૂકજો હાથ.
ત્રિગુણ સાગર ગણપતિ, ઉમટચો મન વિવેક,
શરૂ કરતાં થોભુ નહી, મારે મુખ રસના એક.

ઢાળ.

રસના રસ જસ પડે છંદ, શ્રોતા જન મન આનંદ,
ગૌરી હર મંગળ ગાશુ, હૃદે આનંદ કમળ પ્રકાશુ.
જમક પદ જડતા ને અડતા, અનુપ્રાસે રૂપ સાંકડતા,
લઘુ અક્ષર દીર્ઘ પૂર, નહિ તાળ તાનમાં અધુર.
ગાતાં ઊપજે મન કોડ, કવિ જનમાં ન આવે ખોડ,
બ્રહ્માનંદ ભણે તારો, કવિ શાળ પ્રસાદ વધારો.

વલણ.

સાળ પ્રસાદ કરો પૂરણ થવો પરિબ્રહ્મ,
ગૌરી શંકર પ્રણુમું એ શું હશે રે સંબંધ.
હિમાચળની બેટડી ઉમયા તનુ સુકુમાર,
તપ કરવાને સંચર્યા મેના કહે રે નવાણુ.

——: ——

મેના કહે સાંભળો બાઇ, વર શોધીશ રૂડો જમાઇ,
તું છે કોમળ પંકજ વરણી, તપ કોના કરે અણુપરણી.
ઘેલી જપતપ કરીને વું માગે, દુર્મતિ ઉપની કોણ પાપે,
હિમાચળ સરખા છે તાત, કોણુ કારણુ કરેરે સંતાપ,

રિદ્ધિ સિદ્ધિ સૌ તુજ ઘેર, તે માંડી તે અવળી પેર.
ગિરજા કહે શું બોલ્યાં વાણી, પામર મુખ મોટમ આણી.
વર વરશું ઉમયા નારો, નહિતર પ્રાણુ તજુ પરીહારી.

વલણ.

પ્રાણુનાથની પ્રીતડી, જનમો જનમના સ્નેહ,
બીજા વરને નહિ વરૂ નિશ્ચય કીધો એહ.
બટુક ભણે કયાં બુદ્ધિ ગઈ, મારે મન ઉપજયો ખેદ,
માત તાત ભ્રાતા નહીં ભીખારી મહાદેવ.

ઢાળ.

મહાદેવ જોઈ શું રાચી, હજી બાળક બુદ્ધિ કાચી;
ગિરજા કહે શુણો ચિત્ત દેવા વર વરશું શિવ મહાદેવા.
તપ માંડીને વરશું ઈશ, જો સરજયુ હશે મુજ શીશ.
કૈલાસપતિ વર વરશું, નહિતર તન મનને પરહરશું.
તું છે બાળક બુદ્ધિ પુરૂ, નથી રીદ્ધિ સિદ્ધિમાં અધુરૂ.
એની જપ તપ કરીને શું માગે, તે હું તુજને લગાડીશ પાગે.
ગિરજા કહે શુણો ચિત્ત દેવા, વર વરશું શિવ મહાદેવા.
વર વરશું ઉમયા નારી, નહિતર પ્રાણુ તજુ પરિહારી.

વલણ.

પરહરશુ તમે પ્રીછજો, નિશ્ચય કીધો એહ,
ભોળા કંથ ભુવનપતિ, નાથ ન દેશો છેહ.
માત તાતની જાતડી, કુટુંબ સહોદર સાથ,
ઉમયા ચાલ્યાં વન વિષે, તરછોડયો સૈયર સાથ.

ઢાળ.

વનવેલજ આંબા અરણી, મધુમાલતી કેળની કરણી.
ડમરો મધુરો બહુ બહેંકે, ફૂલ્યાં ફાલ્યાં ભારે તરૂ લહેંકે.
ફૂલ્યાં પોયણ પંકજ સાર, કરે મધુકર નાર રસાળ.
શોભે કસુંબા નારંગા, ચોપાસે વહે છે રે ગંગા.
ત્યાં બેઠાંજી આસન વાળી, ઉમયાએ સાધી તાળી.

વલણ.

ધીરજ ધ્યાન સમ આચરો શીઘ્ર થાઓ તતખેવ,
ચિત્ત જોવા ચતુરા તણું, વન પધાર્યા દેવ.
ભામા મન ભુલાવવા, બ્રહ્મ થયા બ્રમચાર,
દંડ કમંડળ શીર જટા, કટી એક મૃગની છાલ.

ઢાળ.

મૃગ્ય માળ છાળ ઊર ધારી, જયાં આવ્યાજી એમ કુમારી.
અર્ધ્ય પાત્ર ઇશે કરી અરચ્યા, વાળી આસન પુછી ચરચ્યા.
તું છે રાજ યોગ્ય સુકુમારી, શિવ આક ધંતુરાનો અહારી.
ધરડો ઝરડો જોઇ રીઝે, તો તું રાજ યોગ્ય કેમ કીજે.
ઘરડો ગોધો ને રૂંડમાળ, તમને લાગ્યુંજી બ્રહ્મ કપાળ.
તજી અશ્વ કો પાળો થાય, તજી વાટ ઊવાટે જાય.
તજી શાળ કો કુશકા રાંધે, તજી કનક કથીર કો બાંધે.
જાણી જોઈ જંપાવે કૂપ, તારૂ અતિ અનુપમ રૂપ.

વલણ.

વચન શુણી કોપે ચ્હડયા, નયનાં ચોળ મજીઠ;
અધર ફરકે બોલવા, હૈયે રાખી ધીર.
શિવ નિંદા જે કો કરે, તેને ઘટતો દંડ;
પરહરૂ પાસે થકી, જીભ કરૂ શતખંડ.

---

ઢાળ.

મૂરખ નર કોઇ ધુતારડો ડંબા ડંબર ધારીનારે;
માત પિતાનાં જોબન હર્યાં પેટ પડયો પાશાણુનારે.
શાન ન આવી શીખતાં, નિર્લજને નહિ લાજતાંરે;
શિવ શિવશુદ્ધ વીસરેરે કયાં મને આવ્યો અજાણુતાંરે.
વચનની જવાળે વિષ ચઢે અવયવ શિથિળ અંગનારે;
સૈયર કો પાસે નથી રે નહિ સેવ નહિ પ્રસંગનારે.
બે આગલ્યાં મીંચીયાં લોચન ભાળનાંરે;
દુષ્ટ દર્શન પરહરી સાધી તાળનારે.

**વલણ.**

તાળી ત્રિપુરારે ગ્રહી, શિવ મન અચલિત ભેદ;
માગ માગ વર માનિની ત્રુઠયા શિવ મહાદેવ.

**ઢાળ.**

મળી માનિની મંગળ ગાય, હરખ્યા ત્યાં હિમાચળ રાય.
બાઈ તપ તેં કર્યું સાક્ષાત, ત્રણુ લોકમાં થયાં વિખ્યાત.

**વલણ.**

વિખ્યાત તો વંદિત હવાં શુભ મતિ શુભ કોડે,
આ મંદિર રંગે રમુ માત તાતની જોડે.
તુજ કારણુ ચિન્તા હવી વર વરશું મહારાય,
સુર સમી કો સાંપડે તો કરીએ વહેવાય.

**ઢાળ.**

વહેવા કરીએ વર નિરખી, તો કન્યા દીજે હરખી.
હોય સરખે સરખી જોડ, પહોંચે માત પિતાના તો કોડ.
જો અણુઘટતી હોય જોડ, તો તો માતપિતાને ખોડ;
વર તુજ સરખો નહિ કોય, તેણે મન ચિન્તા હોય.
હવે પુત્રીની પેર શું કીજે, કોને ઘેર કન્યા દીજે;

**વલણ**

કન્યા દીજે જેહને, વિધિના મન ઉપદેશ;
લખ્યું હશે જો લલાટમાં તે બાઈ વર દેશ.
સોચ કરતાં સ્વર્ગથી, આવ્યા નારદ દેવ;
હરખે હરમંદિર વળ્યા વીણા વાતા તતખેવ.

**ઢાળ.**

હરખીને આસન દીધાં, ચરણોદક આચમન લીધાં
રૂષિ પૂછે કુશળતાની વાત, સ્નેહ આણીને સાક્ષાત.
આળસુ ઘેર ગંગા પધાર્યાં, સુર નરમાં માન વધાર્યાં;
હવે શોક તે ભાગશે બાઈ, રૂષિજીને ચરણે લાગો ધાઈ.
હરખી રૂષિએ દીધી આશીષ, વર વરશો શ્રી જગદીશ;
ઉત્સંગે બેસાડયાં બાળી, રૂષિ જુએ અંગોઅંગ ભાળી.

વલણ.

અંગો અંગ નિહાળતા, શાન અંતરીક્ષના ભેદ;
ત્રિભુવન પટરાણી થશે, રાજ કાજ યોગ્ય વેદ.
ચિહ્ન કેવાં ચતુરા તણાં, ઊર્ધ્વ રેખા સાર;
પાની પંકજ રાતડી એ સદા સૌભાગ્ય નિરધાર.

ઢાળ.

સદા ભાગ્ય સૌભાગ્યે પૂરી, નથી એકે વાતે અધૂરી;
જેને લલાટે રેખા સાર, તે તો શિવશંકરની નાર.
જેને લલાટે રેખા જોડ, તેને સેવે તેત્રીશ ક્રોડ;
ધરે છત્ર અંકુશને મીન, નવે ખ્હડે કહેશો બીનઃ
એના ભાગ્યની શી કહું વાત, કહેવાશે જુગની માત;

વલણ.

જુગ માતશું જોડલી, વરશે શિવ મહાદેવ;
આદિ ભણુશે અનુભવિ, નિત્ય ભણે એમ વેદ.
વિષ્ણુ વિરંચીને અનુભવિ, સૃષ્ટિ પાલણ નાથ;
લખ્યું હશે જો લલાટે, તો મુજ મન આવી વાત.

ઢાળ.

ત્યારે મુજ મન આવી વાત, એમ બોલ્યાં તે મેના માત;
અમ કુળ પ્રકટી એ કુમારી, નારદજી એ પુત્રી તમારી.
જો જો વર સુંદર સુરો, બેઊ પાસે કુટુંબે પૂરો;
હોય સાસુ નણંદ દેરાણી, જેઠાણી ત્યારે રાણી.
શુભ મંદિર પાસે પાણી, મારી કોમળ બાળ અજાણી;
હોય પાડા પડોશી ચાર, ઘર પાછળ નહિ હોય ઝાડ.
નારદ કે કયાં કરો રોષ, મુજ શીષ નહિ આવે રોષ.

વલણ.

દોષ શીષ મુજને નડે, ઈચ્છયાં કારણ ઈશ;
રાત દિવસ રળિઆત થાય તો દેજો મુજ આશીષ.
નિશ્ચય કહી નારદ ગયા, આવ્યા ગિરિ કૈલાસ;
શોભા જોતાં સુખ થયું, પામ્યા મન ઊલ્લાસ.

ઢાળ.

ગિરિ કૈલાસ પધાર્યા રૂષિ, મળ્યા ત્યારે થયા અતિ ખુશી;
સ્ફાટિકસ્તંભ મણિમય જ્યોતિપ્રકાશ, ભલાં ભવનને ધવળ આવાસ
જાળી ઝરૂખા ગોખ ઘણા, મણિ માણેક મુક્તાફળ તણા;
હંસ મોર પાંજરે ઘણા, મનોહર શોભામાં નહિ મણા.
જાતિ જુઈ સરસ માલતી, ચંબેલી ચોદશ બેકતી;
અષ્ટ સિદ્ધિ નવે નિધિ સહિ તે, કીંકરી રહી કરજોડા પ્રીતે,
નારદ કહે શંકરને ત્યારે, આ લીલામાં તે સંભારે કયારે.

વલણ.

અમને શાને સંભારો, સુખમાં નથી કંઈ ન્યૂન;
જોગ ધ્યાન તપ સાધીને, તપ પાખે કોણ સુખ.
નારદ કહે શંકર શુણો, સુખમાં નથી લવલેશ;
સ્ત્રી પાખે સુંનો ફરૂં, સુકો જોબન વેશ.

ઢાળ.

સુકો તંગ રંગ નીભાવે, દુઃખ કહેતાં પાર ન આવે;
ઘેર જોગી સન્યાસીની આવે, તે તો એકાકી દંડ કહાવે,
સૂર પૂર્વજ જેના શાપે, પુત્ર વિના અંજળી કોણ આપે;
સ્ત્રી હોય તો હું ઘર વાસ, અહીં લાગે છે સર્વ ઊદાશ.
હોય જોડી તો કન્યા વરીયે, ઘડપણ કેમ પાર ઊતરીયે;
જઈ કરજો મોટમની વાત, ધન અધિકારમાં છે પ્રખ્યાત.
વર્ષ ઓછાં કહેજ્યો રાખી મ્હાજા, નહિ જાણે કો જન ઝાજા.

વલણ.

નારદ કહે શંકર શુણો, ઈચ્છયા કારણ ઈશ;
તમ કારણ અવની ફરૂં, વહુ લાવું દશ વીશ.
હીમાંચળની બેટડી, ઊમયા જેનું નામ;
મન માને મહાદેવનું, કન્યા રૂપનું ધામ.

ઢાળ.

નિજ ધ્યાન રૂપ રહીઆળી, ચાલે ગજગતિ અથવા મરાળી.
તેના તેજ તણો નહિ પાર, કોઇ આદિ શક્તિ અવતાર.
તેણે મન તમારૂં નિશ્ચય ઠરશે, જાવો વહેલા તે પરણશે.

**વલણ.**

હીમાચળ મન હરખીયા, લ્હાવ લીધા નિરધાર;
ચોપાસ લખી કંકોતરી, વરધ રહી દિન ચાર.

**ઢાળ.**

જ્યારે વરધ રહી દિન ચાર, ત્યારે સામગ્રી કીધી તૈયાર;
લખવું છે વરને વિશેષ, સ્વસ્તિશ્રી ગિરિ કૈલાસ દેશ.
લિખિતંગ હિમાચળદાસ, મારી પૂરણ કરજો આશ;
ચૈતર વદ ચોથનું લગ્ન, જાન સાથે આવી કરો મગ્ન.
મંડપ યશ છે તમ હાથ, સુર તેત્રીશ લાવજો સાથ;
કંચોળે પીઠી ઘોળાયે, વર કન્યાને અંગે ચોળાએ.

**વલણ.**

પીઠી ચોળે પદ્મિની, ગૌરી મંગળ ગાય;
જશ બોલે રાય એમના, માગણ મંગળ ઉચરાય. ૧૦૯

---

## સીતાવેલ.

ઈશ્વર શુદ્ધ આરાધિએજીરે, સિદ્ધિ બુદ્ધિના ઇશરે,
ઉમયાને અંગે ઉપજ્યાજીરે, પ્રથમે તે વરણવું ગણેશ રે.
જનક સુતા શી સુંદરી, એને વર વરવો રઘુનાથરે;
ત્ર્યમ્બક તોડે બાંધવા, એની જુગ સૌ જાણે વાત.
રાયે ત્ર્યમ્બક તોડે બાંધ્યો, શુડો ગ્રહે સ્નેહ અતિ વાધ્યો;
રાજા જનકે તે મહાજંગ રચિયો, તેનો મહિમા મહિસ્થળે મચિયો.
પાતાળના પન્નગ તેડ્યા, નવેખંડના નરપતિ ભેળ્યા;
મોટા સુરનર મુનિવર આવ્યા, ઇન્દ્રાદિક નિશ્ચે પધાર્યા.
દેવ તેત્રીશક્રોડ ત્યાં આવ્યા, રૂષિ સહસ્ર ઇઠયાશી પધાર્યા.
રૂષિ સાથે બે રાઘવ આવ્યા, ભુજ બળ ભર્યા ભાથા રે લાવ્યા.
અંગો અંગ લીલા લઘુ વેશે, જાણે ચૌદ ભુવન મુખ્ય એ છે.
ભગવાન સભામાં આવ્યા, ત્યારે રાજ હંસ શોર ભાવ્યા;
હંસ માન સરોવર આવ્યાજીરે, મંડપ મહિપ શોભાવ્યા.

## કડવું ૨ જુ.

આ મન અહંકાર હવોજીરે, સુરપતિ મનના સુવાર;
વર જોવાને જાનકી સતી સીતા ધરે શણગાર.
શણગાર સીતા શિર માણ્યો, એનો વર રે વિધાત્રિએ જાણ્યો;
શણગાર સજે સીતા સારી, ભરી ભમર ગોફણલે જાળી.
ભરી ભમર ગોફલલે તે લાગે, જાણે સૈન્ય રચ્યું શેષનાગે;
ચંદ્ર નિર્મલ લલાટે લેખ્યો, જાણે બીજનો ચંદ્ર આળેખ્યો.
તીલડી સિંદૂરનીરે સોહાવી, સેર મોતિની લટકાવી;
માથે મોતિના લટ છૂટી, જાણે રખે વેણ વખૂટી.
નાગરવેલ દાડિમ કળિ આવે, રામ કહેતાં પરવાળી હાલે;
મણિ માણેક મુકુટે જડિયા, સીતા અંગુલીકરણના કળિયા.
કાને લલિત કુંડળ લળિયાં, જાણે કામધેનુ સાંકળિયાં;
કરમાં કુંભીસ્થળ જાણે, પેટનાર પડયો પરમાણે.
અબળાજી આભૂષણ અંગે, સિંહ જેવી શોભે કટીલંકે;
ચાલે ગજગતિ ગર્વે ગૃહિણી, સીતા પાની તે કુંકુમ વરણી.
રક્તવરણીને રૂપની રંભા, જંધા સ્થળ કેળના સ્તમ્ભા;
રાજકુંવરને કનક શો દેહ, ચોરંગે લખી ચિત્ર લેહ.
પાયે નેપુર ઝાંજર વાતે, જાણે પ્રકટ હવો પરભાતે.
પાયે નેપુર ઘુઘરા વાજે, જાણે મેઘાડંબર ગાજે.

## કડવું ૩ જું.

સીતા વેલશો જંગ રચ્યો, વનિતા કરે રે વખાણ;
કસ્તૂરી કેસર ભળ્યાં, એ વર વરશે સારંગ પાણ.
માંય ચુવા અબિલ ગુલાલ, કુંકુમ ચોળીને મુદ્રિકા;
સતીએ પહેર્યા પીતામ્બર ચીર.
નેપુર ઘુઘરા રણજણે, માનિની મંગળ ગાય;
સુરપતિ સૌ દેખતાં, સતિ આવ્યાં તે મંડપ માંય.

## વલણ.

જયારે માનિની મંડપે આવ્યાં, મોટા મુનિએ મોતિડે વધાવ્યાં;
રાણી રામાએ રાવણ દીઠો, આસનથી સુરપતિ ઊઠયો.

બળિઆ બહુ બાથજ ભીડે, તોયે ત્ર્યમ્બક તસુએ ના હીંડે;
બળિઆ બહુ બાથજ ઘાલે, તોયે ત્ર્યમ્બક તસુએ ના હાલે.
ગતિ ભાગીઓ રાવણ રાણા, હઠ છોડીને હાથ ચંપાણા;
મોટા નૃપમાં પડ્યા ખશીયાણા, હતા જબરા તે સર્વે રે જાણ્યા.
નિર નિર્બળ થઇને વાર્યો, નર ભરીરે સભામાં હાર્યો;
નર નફ્ટ થઇને નીસરીયો, નર ખગપતિમાં જઈ ભળિયો.
નર બેઠો તે નીચું જોઇ, ક્ષત્રીમાં ક્ષત્રિવટ ખોઇ;
મોટા ગયા મંડપમાં હારી, કહે જનક સીતા રહી કુંવારી.

કડવું ૪ થું.

સીતા વદે મેં તો સખી, આવ્યા શુણ્યારે ગોવિંદ,
નર સઘળા નિર્બળ હુવા, નવખંડ તણા નિર્જન.
ધનીયર પાસે ધન વસે, એ વાત મુનિ જપે સંત;
રઘુપતિ કોદંડ ભાગવા, તમે બેઠા થાઓ બલવંત.

વલણ.

બેઠા થાઓજી બળવંત બળિયા, મન જોવાને ભુવન મળિયા;
પ્રભુ પહેલાંની પ્રીત સંભારો, મંડપમાં મહિમા વધારો.
સુંદરી બોલે સ્વામીને ભાવે, રૂષિ પાસે ઓ રાઘવ આવે;
લઘુ વેશે હું કહેતાં લાજુ, સ્વામી કહો તો હું ત્ર્યમ્બક ભાજુ.
જા બાળક એ ધનુષ્ય ફરશે, સીતા સુંદરી તુજને વરશે;
ગુરૂને પાયે પ્રણામ કીધા, વિશ્વામિત્રે તે મહાવર દીધા;
ભુજા બળ ભાથે ભરાવ્યા, રઘુનાથે તે ચાકે ચ્હઢાવ્યા.
સઉ દેખતાં શતખંડ કીધા, જીત્યાના જસ રામેરે લીધા;
પ્રભુને મસ્તકે મુકુટ બંધાવ્યા, વર વૈકુંઠનાથે વધાવ્યા.

કડવું ૫ મું.

સીતા પધાર્યા સ્વયંવરે, એની જુગ સૌ જાણે વાત;
હાથે વાળો સીતાનો, રામે ઝાલ્યો તે જમણો હાથ.
કરજોડી વજીઓ ભણે, રામચંદ્રને દેવા કન્યાદાન.

વલણ.

કન્યાદાન તે ત્યાં દેવાયે; એના યશ સૌ જુગમાં ગવાયે;

મોટા મુનિવર તપશી આપે, વિશ્વામિત્ર તે ચોરી આપે.
આડો પાલવ પ્રીતશું સ્હાયો, જાણે ચંદ્ર ચાંદરણો છાયો;
આડો પાલવ પ્રીતશું ધર્યો, જાણે ચંદ્ર ચાંદરણે ભર્યો,
રામ બેઠા તે સરખે સાહેલું, ત્યારે મંગળ વરત્યું પહેલું;
રામ દેખીને જાનકી રીઝયાં, ત્યારે મંગળ વરત્યાં બીજાં.
અંગણે મંગળે અતિ સ્નેહ, સીતા પંકજ વરણી દેહ;
રામ સીતાના ગુણને સંભારે, સીતા રામનું રૂપ વિચારે.
ચોથું મંગળ વરત્યું જે વારે, શોભા સીમાવની બની ત્યારે;
રામ સીતા બેઠાં બેઉ સંગે, કંસાર જમ્યાંરે આનંદે.
રામ સીતા બેઠાં અર્દ્ધંગે, કંસાર જમ્યાં રાજ રીતે;
સારી પાનની બીડી સમારી, રઘુનાથે વરી સીતા નારી.
સીતાવેલ તે વહેવામાં ભાખે, વર વહુને તે અવિચળ રાખે;
સીતા વેલ તે વજીએ વખાણી, ગવરાવે તો સારંગપાણી. ૧૧૦

---

## રૂકિમણીનો કાગળ.

વૈદર્ભ નગરીનારે, ભીમક કયાંરે વસે, કન્યા તો રૂકિમણીરે વર કોઇ નહિરે વરે
કે ભીમકે સોધ્યારે, સુત વસુદેવ તણા, કે રૂકમૈયાને નહિ ગમ્યારે.
ચારંતા તો ગાવડી, કે ભરવાડને નહિ દેઉરે, બેન તો માહારી;
કે શિશુપાળને દેઉરે, કન્યા તો રૂકિમણી, જોને સખી મ્હારીરે વીરાએ શુંરે કર્યું.
કે બેન પરણાવવારે, લખીરે કંકોતરી, રૂકિમણીએ તેડાવ્યારે વૃદ્ધ તો વિપ્રને;
કે કાગળ લખી કરીરે આપ્યો તે વિપ્રના હાથમાં, કે વિપ્રે પાણીલાં રે સરોવર જઇને પીધાં.
સુતો જઇ વાડીમાંરે નિદ્રા આવીરે ઘણી, જાગ્યો જઈ દ્વારિકાંરે આનંદ પામ્યો ઘણું;
કે કાગળ આપ્યોરે કૃષ્નના હાથમાં, હવે સૌ જાણજોરે, જાદવ સાથમાં.

---

## વલણ.

કાગળ વાંચેજી સારંગ પાણી, વૈદર્ભની જી રૂકિમણી રાણી;
વિપ્ર મારી વરી કોણ વરશે, ત્યારે શિશુપાળને કોણ ગણશે.

જરાસંધનો ઉતારીશ નાદ, ત્યારે કન્યા વરીશ તત્કાળ;
પહેલાં બ્રાહ્મણ આસન દીજે, પછી વાત વિચારીને કીજે;
પહેલા બ્રાહ્મણ જળ લોટા દીજે, પછી વાતની ગોઠડી કીજે;
પહેલાં બ્રાહ્મણ અંગોળ દીજે, પીતામ્બર હાથમાં લીજે.
પહેલાં બ્રાહ્મણ ભોજન દીજે, પછી કાગળ હાથમાં લીજે;
પહેલાં બ્રાહ્મણ મુખવાસ દીજે, પછી સારી શીખામણ લીજે.
મોકલ્યો તમારી રે કન્યા, રૂકમૈએ કર્યો છે રે અન્યા;
મોકલ્યો તમારી રે નારી, વાંચી જોજો રે દેવ મોરારી.
સ્વામી ગરૂડ પલાણીને આવો, જાદવજી સેના રે લાવો;
શિશુપાળ આવ્યો લેઈ જાશે, દેશે દેશમાં વારતા થાશે.
રૂકિમણી ગોખે ચ્હડી જુએ જાળી, હજુએ ન આવ્યા વનમાળી;
રૂકિમણી ગોખે ચ્હડીને જુએ, રામ કૃષ્ણ કરીને રે રૂએ.
એટલે હરિભટ દીઠા રે દૂર, હૈયામાં તે સાગર પૂર.
રૂકિમણી અંબિકા પૂજવા જાયે, પાછળ માનિની મંગળ ગાયે;
રૂકિમણી અંબિકા પૂજે રે કોડે, શ્રીકૃષ્ણ ચ્હડયા વરઘોડે. ૧૧૧

## કુંવરી ગીત.

જીરે પ્રભાતે રાધાની માડી જાગી, તેના મનમાં તે ચટપટી લાગી; કુંવરીએ શું કર્યું.
તેંતો દુઃખના ડુંગર રેલ્યા, તેં કુળના મારગ મ્હેલ્યા. કુંવરી૦
તેંતો કુળમાં લગાડી ખામી. તને કોણ મળ્યો છે સ્વામી; કુંવરી૦
તું તો મીઠીને તને કોંણે દીઠી, તને કોંણે ચઢાવી પીઠી, કુંવરી૦
તેં તો કેઇ નગરીમાં દંત વ્હેર્યો, તેં ચૂડો કોનો પ્હેર્યો, કુંવરી૦
તેં તો કયારે માંડવડા રોપ્યા, તારા વરને કોંણે પ્હોંકયા, કુંવરી૦
ત્યાં તો કીયા દેવતા આવ્યા, તને વેદ કોંણે ભણાવ્યા, કુંવરી૦
તને કોંણે ઓરાઢી વરણી, તું કોંની સાથે પરણી, કુંવરી૦
ત્યાં કોંણે કર્યું સૌ તૈયાર, તને કોંણે જમાડયો કંસાર, કુંવરી૦
તેંતો જીવતાં શિશ મ્હારાં વહેર્યાં, પાનેતર કોનાં પહેર્યાં, કુંવરી૦
તેં તો જીવતાં શિશ મ્હારાં સાંધ્યાં, તેં મીંઢળ કોનાં બાંધ્યાં, કુંવરી૦
તને કોંણે આ મતિ આલી, વરમાળા કોંની ઘાલી. કુંવરી૦
ત્યાં તે કોંણે કહ્યાં ને કોંણે સાંભળ્યાં, તારી કોંણે ઉરાડી વાત. કુંવરી૦

જીરે પ્રભાતે રાધિકા રાણી જાગીરે, તે તો માતાને પૂછવા લાગીરે, માતા મેં
સારૂં કર્યું.
મેંતો દુઃખના ડુંગર નથી રેલ્યા, મેં કુળ મારગ નથી મેલ્યારે; માતા મેં
સારૂં કર્યું.
મેંતો કુળમાં લગાડી નથી ખામી. મને મળ્યો રાજનો સ્વામી. માતા૦
હુંતો મીઠીને જસોદાએ દીઠી, મને સૈયરે ચ્હડાવી પીઠી. માતા૦
મેંતો મથૂરાં નગરે દંત ળ્હેર્યા, મેં ચૂડલા અવિચળ ર્‌હેર્યા. માતા૦
મારા વનમાં માંડવડા રોપ્યા, મારા વરને ઉમયાએ ર્‌હોંક્યા. માતા૦
ત્યાં તો તેત્રીસક્રોડ દેવ આવ્યા, મને તેણે વેદ ભણાવ્યા, માતા૦
મને ગોપીએ ઓરાઢી વરણી, હું શ્રીકૃષ્ણ સાથે પરણી. માતા૦
મારી સૈયરે સામગ્રી કરી તૈયાર, મને કૃષ્ણે જમાડયો કંસાર. માતા૦
તેં તો જીવતાં શિષં મારાં ળ્હેર્યાં, પાનેતર પ્રભુનાં ર્‌હેર્યાં, માતા૦
મેં તો જીવતાં શિષ નથી સાંધ્યાં, મોહનનાં મીંઢળ બાંધ્યાં, માતા૦
મને સદ્ભાગ્યે સુમતિ આલી, વરમાળ વિઠ્ઠલની ઘાલી. માતા૦
ત્યાં તો ચંદ્રે કહ્યાં ને શુણ્યાં સૂરજે, મારી વાયે ઊરાડી વાત. માતા૦

---

## મહાદેવની જાન.

શિવશંકરને શિવરામરે, ગરૂવા ગણપતિ કરૂં રે પ્રણામરે;
મુજને અવિચળ વાણી આપોરે, મારાં વિઘ્ન સમસ્ત ઊથાપોરે.
કરજોડીને કહુ એક વાતરે, કયાં પરણ્યા તે શંભુનાથરે;
વહેવા દેવીદાસે જાણ્યોરે, વહેવા વૈકુંઠનાથે વખાણ્યોરે;
વહેવાતે જુગતે જોવાડયોરે.

### વલણ.

વહેવાને જુગતે જોવાડીએ, મોરી માતાજી દેવ ઊમીયાય;
એ વર શંભુ સદા શંભુ, શંભુ તે ભોળા કહેવાય.
એવા પ્રણમું તે શંભુજીને સાંભળી કીધી તે રૂષિ આગળ વાત;

---

ત્યાં ઉપર બ્રહ્મા ઘણું છાજે, ત્યાં છે એ મેના નારી;
તેને ખોળે એ કન્યા કુંવારીરે, તે તો રૂપ અનુપમ લાવીરે.

ચાલે ગજગતિ હંસને સરશીરે, ધરતીપર ડગલાં ભરતીરે;
રૂપ અનુપમ એનું જણાય રે, એની કનકના સરખી કાય રે.
વેણી શીર નાગ વળાવ્યારે, એમ કહેતામાં નારદ આવ્યારે;
મહાદેવનાં માગાં લાવ્યા રે, ઊરમાં હર્ષ અધિક ઊપજાવ્યારે.
પરદેશી ચિતારા તેડાવો રે, માંહે હંસ ને મોર લખાવો રે.

રાગ બીજો.

મોર બોલે મધુરા બોલ, તે કોયલને નહિ તોલ;
ત્યાં જાય જાવંત્રી ઝાજી, નારંગી દીસે તાજી.
ત્યાં કેળ ને ખજૂરા, હરિનાં આંગળાં દિસે રૂડાં;
રૂંઢ મુંઢ અને વરમાળા, વીંટાળીયા ભોરીંગ કાળા.
જુકતે કરી જટા બાંધી, હરિએ ફાટેલી કંથા સાંધી;
જુઓ વાજીંત્ર જાન જમાઈ, જેઓ કહ્યા બે નરના ભાઈ.
મેના કહે મેં પુત્રી જાઈ, ગળથુથીમાં વિખ ન પાઈ,

વલણ.

એટલે તે બોલ્યાં પાર્વતી રાણી તમે એ શું બોલ્યાં મારી માત;

——:——

જન્મ આપે જનિતા પણ કર્મ ન આપે કોય;
પાણી પી ઘર પૂછીયાં હવે જાત ભાત શી જોય.
બારણે આવ્યો વર ટહુકા કરે, તે વર્યા વિના કેમ જાય;
તોરણે વર આવ્યો આશા ભર્યો, તે પરણ્યા વિના કેમ જાય.
પાર્વતી સૈયર મોકલી, શંકર રૂપ પ્રકાશ;
શંકરે રૂપ પ્રકાશીયું, કોટીક ચંદ્ર પ્રકાશ.
હરખે ને નિરખે મેના માવડી, હરખે તે મંગળ ગાય;
મેના માતાના મન વિષે, કંઈ હર્ષ તે ઊભરાય.
નાક સાહી વર નિરખીયા, ગળે તે ઘાલ્યાં ઘાટ;
આંણી બેસાડયા મ્હાય રે, બેસણે માંડયાં પાટ.
આડાં તે અંતરપટ ધર્યાં, પાંનેતર વળીયા ગાંઠ;
કાયા ચંદન કેરી કુંવરની, ત્યાં રચ્યો છે સાર કંસાર.
બેદ મંત્રે કંસાર રચ્યો, હવે તેડાવો કન્યાની માત;

સુનલા થાળ ચણાવીએ, રૂપલા ઝારી હાથ.
ઘી અણાવો ગૌરી તણાં, ખોબલે પીરસો ખાંડ;
ત્યાં તો શિવ જમાડે પાર્વતીને, પાર્વતી જમાડે શિવ;
અન્યો અન્ય જમાડીયા ઉછીના વાળ્યા પાડ. ૧૧૩

---

## રૂકિમણી હરણ.

પ્રથમ શ્રી ગુરૂ પદ પ્રણમું હું પ્રીતે, શ્રીકૃષ્ણ રૂપ હૃદે ધરૂં રે;
શ્રી રૂકિમણીજીનો વહેવા સંક્ષેપે, પદબંધ પ્રેમ ધરી કરૂં રે.
શ્રી ભાગવત દશમસ્કંધં મધ્યે, ત્રેપનમા અધ્યા વિષે રે;
શુકજી કહે શુણો રાય રૂકિમણીજીનું હરણ કર્યું દ્વારિકાધીશે રે.
વૈદર્ભ દેશ વિખ્યાત રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણું રે;
રાજ્ય રૂડું ભીમકરાય ભૂપતિનું, ભાગ્ય શું વરણવું તે તણું રે.
પાંચ પુત્ર તેમાં જ્યેષ્ટ રૂકમૈયો, પુત્રી છે એક શ્રી રૂકિમણી રે;
પ્રકટચાં છેશ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શા ગઉં હું તેના વળી રે;
કન્યા કાળ કુંવરીનો આવ્યો, માતા પિતા મન ધારીયું રે.
રૂપ ગુણે સમોવડ સૌ રીતે, શ્રીકૃષ્ણ વરએ વિચારીયું રે;
કુટુમ્બ સહોદર સૌ કોને ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યું રે.
એરે ગોવાળ કયમ વરે મારી ભગિની, કન્યા દીધી ત્યાં ઠર્યું નમ્યું રે;
દમ ઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગ નામના રે.
તેની સંઘાતે મારી બેન પરણાવું, સમર્થ કો સમે કામના રે;
એમ કહી તતકાળજ ઊઠયો, વેગે કહાવ્યું શિશુપાળને રે,
લગ્ન ઉપર જાન લઈ વહેલા આવો, સંગે લાવો બહુ ભૂપાળને રે;
શુણી એમ સન્માન સૌ ઊઠયા ઊદ્યમ માંડયો વહેવા તણો રે.
શુણી રૂકિમણીજીને તો ઝાળ લાગી, ઊર પરિતાપ થયો ઘણો રે;
જે જે દેશથી જે દ્વિજ આવે, તેને પુછીને નિશ્ચે કર્યું રે.
સર્વે કહે નહિ કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત્ત ત્યાં ઠર્યું રે;
નારદે પણ કહ્યું સૌ ગુણ પૂરણ, એક શ્રી કૃષ્ણ નિશ્ચય કરી રે.
એમ શુણો દેહ આત્મા પોતાનો, મન થકી અર્પ્યો શ્રી હરી રે;
અન્ન ન ભાવે ને નિદ્રા ન આવે, કહેવાય નહિ દુઃખ કોઇને રે,

નાથ સંભારે ને નિઃશ્વાસ મૂકે, રાત દિવસ કાઢે રોઇને રે.
એવામાં જાન લેઈ શિશુપાળ આવ્યો, સાથે છે રાજા બીજા બહુ રે;
કાશી રાજા દંતવક્ર જરાસંધ, શાલવ સહિત સેના સઊ રે.
સ્હામાં જઈ ભૂપે સન્માન કરીને, લાવી ઉતાર્યા છે બાગમાં રે;
આવ્યો છે કોડે જશે મોટી ખોડે, ધિક્કાર ફટ એના ભાગ્યમાં રે.
દુષ્ટ આવ્યો શુણી કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાં રે;
કેમ કરૂં કહોંની સંઘાતે કહાવું, ધારે વિચારે છે મનમાં રે.
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમાં રે;
શાન કરીને તેડયો સુકુમારી, આવો ગુરૂજી એકાંતમાં રે.
તેડી બેસાડી કીધો મનસુબો, પત્ર લખી એક આપીયું રે;
દ્વારામતિ પતિને જઈ કહેજો, જેવું છે ઊર દુઃખ વ્યાપીયું રે,
ત્રણ દિવસમાં છે લગ્ન તે કહેજો, વહેલા વળજો પેખુ પંથને રે;
અંબિકા પુંજી પાછી વળુ જયાંથી, મુજને વરે કહેજ્યો કંથને રે.
શીખવી સંદેશો ને વિપ્ર વળાવ્યો, વાડવ ચાલ્યો વેગે કરી રે;
વાત છે ગમતી તે એક દિવસમાં, દ્વારિકા દેખાડી શ્રી હરી રે.
નિરખતો નગર શોભા દ્વિજ ચાલ્યો, જોઈ પ્રસન્ન બહુ થયો રે;
પૂછંતો પૂછંતો હરિ મ્હેલે આવ્યો, દ્વારે આવીને ઊભો રહ્યો રે;
પ્રભુજીને કહાવ્યું પ્રતિહારી સાથે, કહે કોઈ બ્રાહ્મણ આવીયો રે.
આજ્ઞા જો હોય તો મ્હોલમાં આવે, પત્ર કોઇનું લાવીયોરે;
દ્વાર પાળે સંભળાવ્યું પ્રભુજીને, પત્રની વાત ત્યાં સાંભળીરે,
નાથ કે લાવો દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા રળી રે;
સાંભળી વચન ને સેવક દોડયા ભટજીને ભુવનમાં લાવીયા રે,
દેખી પ્રભુ સિંહાસનથી ઊઠયા, દ્વિજ વર ત્યાં પધરાવીયા રે;
અર્ઘ્યપાદ્ય સહિત પૂજા કીધી વિધિએ, વંદન કીધું વિશ્વંભરે રે,
ભોજન કરાવીને તંબોળ આપ્યું, પોઢાડયા ચારૂ શય્યાપરે રે;
પાસે બેઠા એક શ્રીહરિ પોતે, અવર નહિ કોઈ તે સમે રે,
હસ્ત જોડી શ્રીહરિ એમ બોલ્યા, ધન્ય ભાગ્યે પધાર્યા તમે રે;
તમ સરખા મહામુનિવર દુર્લભ, સંતોષી સંત તપોનિધિ રે,
વિનય વિવેક મધુર વચનથી, આગતા સ્વાગતા બહુ કીધી રે;

કહો રૂષિ કારણ આવ્યાનું હાવે, કોણ દેશથી આવીયા રે,
વૈદર્ભ દેશ વિષે અમો વશીએ, પત્ર આપ્યું એક લાવીયા રે;
આદર સહિત લીધો પત્ર પ્રભુજીએ, પ્યારીનું છે ઊર ચાંપીયું રે;
જોતાં આંસુનાં બિંદુ માંહ્યે દીઠાં, વિરહમુદ્રા માંએ છાપીયું રે,
પ્રીતિ પ્રિયાની લહી નેત્ર ભરાયાં, ગદગદ કંઠ થયા ઘણું રે;
પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમે અને હું શુણું રે.
વાંચે છે વિપ્ર ને શામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદા રે;
સ્વસ્તિશ્રી દ્વારિકાના નાયક, રાજ રાજેશ્વરી છો સદા રે.
ત્રિભુવન નાથ અનાથના બંધુ, સમર્થ ચતુર ચિંતામણી રે;
કુંદનપુરથી લિખિતંગ તમ પદ પંકજ કિંકરી રૂકિમણી રે.
પ્રાણપતિ અભિવંદન તેના, અગણિત સેના લાવજો રે;
જેમ અત્ર રાખી છે તેમજ રહી છું કુશળ સહિત વહેલા આવજો રે.
અપરંચ એજ લખ્યા કારણ છે સૌ ગુણનિધિમાં શુણ્યા હરિ રે;
તે થકી ચિત્ત મ્હારૂં લોભાણું, મન થકી હું તમને વરી રે,
આપ કહેશો કુળવંત કન્યાને, ન ઘટે કહેવું સ્હામું કંથને રે;
તોપણ સત્ય લૌકિકની રીતે, પળવું પણના પંથને રે.
હું તો તમારી સદા છું વિચારો, તે માટે મન તમમાં ઠરે રે;
પણ કીર્ત્તિ શુણી વિશ્વમાં વનિતા, કોણ એવી તમને ના વરે રે.
માટે સો વાતની એકજ કહું છું, આવે સમે રખે ચૂકતા રે;
ત્રૈણ દિવસમાં છે લગ્ન પારવતી પૂજુ ત્યાંથી રખે મૂકતા રે.
તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમે ભાવતા રે;
સિંહનો ભાગ શિયાળ ના પામે, જો જો આળસ ઊર લાવતા રે.
આળસ કરશો જો જીવન મારા, તો મારા પ્રાણ નિશ્ચે જશે રે;
જન્મો જન્મ તમને નહિ ભૂલું, જ્યારે મળીશું ત્યારે સુખ થશે રે. ૧૧૪

**વલણ.**

સુખ થશે પ્રિયતમજી, જ્યારે ગ્રહેશો હાથ;
દાસ ભણી દયા કરો, પ્રભુ દીનાનાથ.

———:———

કડવું ૨ જું.

વળતા શુકજી તે પછી એમ બોલીયા સાંભળ ભૂપતિ રે,
એવું શુણીને ધ્યારીનું પત્ર વિકળ થયા પતિ રે.
પ્રભુ કહે શું કહીએ ભૂદેવ, અમારી પણ એ ગતિ રે;
એ રાજકુમારી માટે, નિદ્રા નથી આવતી રે.
અમો પણ પત્રની વાટ જોતા હતા વિલંબ કશો નથી રે;
એવું કહી ઊઠયા તતખેવ, ચિત્ત ત્યાં ગયું ત્યારથી રે.
કહ્યુ સારથીને રથ લાવ્ય, મારો સજ કરી રે;
કહેતામાં લાવ્યો તત્કાળ, આરૂઢ થયા હરી રે.
માંહી બ્રાહ્મણ પણ બેસાડયો, ચતુર શિરોમણિ રે;
તમ પાખે ત્રિયાને કોણ, કેશે જઈ વધામણિ રે.
એવું કહી રથ ત્યાંથી ખેડાવ્યો, વાયુ વેગે કરી રે;
થોડીવારમાં પહોચ્યા જ્યાં છે કુંદનપુરી રે,
નગર દીઠું ને બ્રાહ્મણ મોકલ્યો, જઈ કહો વધામંણી રે;
હવે ત્યાં પણ થાય શુકન, અંગે શ્રી રૂકિમણી રે.
વામ ઊરને બાહુ ફરકે, આંખડી જોઈ વિચારતાં રે;
એવામાં દીઠો આવતો વિપ્ર, વિમાશણ ધારતાં રે.
બોલ્યો બ્રાહ્મણ બાઇજી, વધામણી છે પ્રભુ આવીયા રે;
એવું સાંભળીને હરખ ન માય, બોલ્યા પ્રાણ લાવીયા રે.
મુનિ કહે પુર સમીપ પધાર્યા, પછી મુને મોકલ્યો રે;
કહાવ્યું છે હવે રહેજયો પ્રસન્ન, દીવસ આવ્યો ભલો રે.
પછી બહુ ધન વિપ્રને આપ્યું, તોપણ કહ્યું કથી રે;
પધાર્યા છે પ્રાણજીવન, તે સ્હાંમે કાંઈ નથી રે,
પછી પ્રેમ શું કીધો પ્રણામ, શ્રી જગદંબા રૂકિમણી રે;
દીધી આશિષ પ્રસન્ન થઈ, રૂષિ ચાલ્યા મંદિર ભણી રે.
હવે દ્વારિકામાં કેમ નીપજયું, તે પણ કહું કથી રે;
બળદેવજી કહે પ્રભુ કયાં, પધાર્યા દીસતા નથી રે.
પછી ખબર થઈ જે પોતે તો પધાર્યા કુંદનપુરી રે;
શુણી હળધર થયા તૈયાર, સેના સૌ સજ કરી રે.
જાણી બંધવ એકલો કુંભકે, પૂઠે પોતે પળ્યા રે;

બહુ શીઘ્રતાએ બળભદ્ર પ્રભુને જઈ મળ્યા રે.
પછી ખબર પધાર્યાની રાય ભીમકે સાંભળી રે;
સ્હામા આવી કર્યું સન્માન પ્રીતેથી હળીમળી રે.
પછી પધાર્યા પુર માંહ્ય. ઉતાર્યા તે સ્થળે રે;
જ્યાં ધાર્યો હતો જાનીવાસ થયું તે ઇચ્છા બળે રે.
કીધું પૂજન બહુ વિધિએ કૃષ્ણ રામનું પણ કર્યું રે;
ઘણાં આપ્યાં આભૂષણ વસ્ત્ર રાજાનું મન ઠર્યું રે.
કરી આગતા સ્વાગતા બહુ વિધિએ રાયજી વળ્યા રે;
સમાચાર જાણી પુરલોક, સઉ જોવા મળ્યા રે.
જોઈ સુઘડતા શ્રી કૃષ્ણની મોહ પામ્યા સઉ રે;
આ તો વર છે રૂકિમણીની જોડ, જોડુ શોભે બહુ રે,
અમારાં કાંઈ સુકૃત હોય તે અહીં આવી ફળો રે;
તે થકી આવર રૂકિમણીને નિશ્ચય મળો રે.
હવે નગરમાં ઘેરે ઘેર તોરણ કદળી સ્તમ્ભ છે રે;
પૂરણ શોભા કહી નવ જાય વહેવા આરંભ છે રે.
હવે કન્યાને પીઠી ચોળાય, મંગળ ગંવાય છે રે;
પેલા શિશુપાળે ચોળી છે પીઠી પણ રાખ કહેવાય રે.
હવે અંબિકા પૂજવા કન્યા ચાલ્યાં ત્યાં શોભા બની રે;
મધ્ય ચરણ ચાલે છે આપ વીંટી વળી શી ઘણી રે.
દેશે દેશના જે ભૂપ આવ્યા તે સર્વે સાથે સજ થયા રે;
ઉઘાડાં ખડગ ને શસ્ત્ર કરમાં ઝાલી રહ્યા રે.
કન્યાએ પારવતી પૂજીયાં ગોરાણીએ પૂજાવીયાં રે;
કર્યું ધૂપ દીપ નૈવેદ્ય તંબોળ ધરાવીયાં રે.
પુષ્પમાળા ધરી કરી આરતી ને પાયે લાગીયાં રે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરતાર એ ફળ માગીયાં રે,
ગુરૂ પત્ની મુખદ્વારે બોલીને ઉમયાએ એમ કહ્યું રે;
તુંને ઇચ્છા વર મળશે તે કારણ જાણે સિદ્ધ થયું રે.
શુણી એવું વળ્યાં સુકુમારી સખી કર કર ધરી રે;
તે સમયની શોભા સમગ્ર જાય ન ઉચરી રે,

લાંબી વાસુકી સરખી છે વેણુ સચીકણુ સામળી રે.
અર્દ્ધ ચંદ્રાકાર છે કપોળ, નાસિકા જાણે શુકવળી રે;
કોટી શશીને સૂરજ ઝાંખા થયા, મુખ એનું નિરખતાં રે;
દંત પંક્તિ કુંદકળી પુષ્પ વરસે છે હરખતાં રે,
મોટી અણીઆળી ચંચળ આંખડી ત્રાજવું શોભીયું રે.
રહે કર કટી સિંહ સમાન હરિ મન લોભીયું રે,
ચાલે મંદગતિ ગજ સરીખડી નૂતન વસ્ત્ર છે રે;
શોભે નખશીખ ભૂષણુ અંગ દુષ્ટ ઊર સહસ્ત્ર છે રે,
પ્રાણપતિ દીઠા સન્મુખ નિરખવા કારણે રે.
વામ હસ્ત ઊંચા કીધા કેશ તે લટકાને વારણે રે,
એવી શોભા જોઈ મુર્ચ્છિત થયા સૌ ભૂપતિ રે,
પ્રભુ જોતાં સર્વે જનની પણ થઈ એ ગતિ રે;
પછી તે સમે તારૂણિએ નેત્રથી તેડીયા રે,
પ્રભુજી કહે સમો છે હાક કેતામાં રથ ખેડીયા રે.
નીજ દંડ અહી ઉભાં રૂકિમણી રથ ત્યાં આંણ્યો સહી રે,
પ્રભુએ પોતાના રથ માંહે ખેંચી લીધાં ગ્રહી રે;
પાસે બેસાડી રથ હાકયો આનંદ અતિ થયો રે,
જય જય શબ્દ કરે સુરજન રૂકિમણી કર ગ્રહ્યો રે. ૧૧૫

વલણ.

હરિ ગ્રહ્યો કર જોઇને હરખ્યા સર્વ સજન રે,
પેલા રાજાને મૂર્છા વળી થઈ ગયાં શ્યામ વદન રે;
અરે આ શું થયું કૃષ્ણે કર્યું કન્યા હરણ રે,
શું મોઢુ દેખાડીશું આ થકી સારૂ મરણ રે.

વલણ.

વળતા શુકજી તે વાણી એમ ઉચરે સાંભળ પરીક્ષિત રાય,
હવે ત્યાર પછી કેમ નીપન્યું કહુ તુજને કથાય.
જય જય બોલો શ્રી રૂકિમણી નાથની.
વર કન્યા તે આગળ પધારીયાં, પૂઠળ સેના બળરામ,
પાછળ સૌનું દળ દીઠું આવતું ઉભા રહ્યા તેણે ઠામ. જય જય૦

માન ભંગ થયા સર્વે ભૂપતિ તેણે ધારી એ બુદ્ધ;
પાછા વળતાં તો નાક જાય છે કન્યા લ્યો કરી યુદ્ધ. જય જય૦
આવ્યા બાણનો મેહ વરસાવતા, રીસે રાતા સૌ થાય;
જાદવ સેના ઢાંકી દીધી શર વડે દાંત પીસતા જાય. જય જય૦
વળતા જાદવ યુદ્ધે વીફર્યા વીંધ્યાં સૌનાં શરીર,
સેના સુવાડી સાથરે નાઠા વીર મૂકી ધીર. જય૦ જય૦
રૂકમૈયો બોલ્યો શિશુપાળ શું સાંભળો મારૂં પણ એક;
જો હું રૂકિમણી પાખે પાછો ફરૂં પુરમાં પેસુ નહિ છેક. જયજય૦
બીજે મારગે કૃષ્ણ પુઠે ફર્યો બકતો બકતો બહુ જોર;
ઉભો ઉભો રહે કયાં જાય છે મારી ભગિનીના ચોર. જયજય૦
એવું કહી ત્રણ બાણ મૂકયાં છબીલે છેદ્યાં તત્કાળ;
દેખી પાંચ મૂકયાં પાછાં પાપીએ તેપણ ભાગ્યાં ગોપાળ. જયજય૦
પછી શ્રીકૃષ્ણે ત્રણ શર છેદીયાં છેદ્યું સારથીનું શીશ;
રથ ભાગ્યો ધનુષ્ય એવું કીધું શ્રી જગદીશ. જયજય૦
બીજુ કોદંડ ગ્રહ્યું તે કાપીયું ત્રીજાની પણ એ ગત્ય;
વળતો ખડ્ગ ચડપ લેઈ દોડીયો રીસે રાતો અત્યંત. જયજય૦
પ્રભુએ એ પણ વીંધી કાઢયું ચક્ર કરી અતિ ક્રોધ;
જેવે મસ્તક છેદે છે શ્રીહરિ, કીધો રૂકિમણીએ રોધ. જયજય૦
એ ન ઘટે નાથ ચતુર શિરોમણિ અપયશ જગતમાં થાય;
જેવો તેવો પણ ભાઈ મ્હારો, સાળો તમારો કહેવાય. જયજય૦
પ્રભુ જાણ્યું રાણી રીસે નહીં ધાર્યું મારૂં પણ થાય.
માર્યો સરખો થાય રહે જીવતો, એવો રચવો ઉપાય. જયજય૦
ડાઢી મુડી પટા પાડીયા શસ્ત્રે કરીને નાથ;
રથની સાંગે પુંઠળ લટકાવીયો, વસ્ત્રે બાંધ્યા બેઉ હાથ. જયજય૦
એવે બળભદ્ર પુંઠળથી આવીયા, જીતીને સૌ રાય;
દીઠો રૂકમૈયાને રથે બાંધેલો ઘણો લજવાતો જાય. જયજય૦
હા હા આ શું કીધું ભાઈ ના ઘટે, આ શો કીધો કુરૂપ;
એને મરણ થકી અધિકું થયું, એ છે અહંકારી ભૂપ. જયજય૦

રૂકિમણીજીને રૂડું મનવવા, કીધો વચન વિવેક;
છોડી મૂકયો રૂકમૈયાને હળધરે, બન્ને બંધવ એક. જયજય૦
પછી રૂકમૈયો પુરમાં પેઠો નહી, વસાવ્યું કચ્છભુજ શહેર;
પણ લીધાનું ફળ પટા પાડીયા જવાયું નહિ ઘેર. જયજય૦
હવે શિશુપાળની શી શોભા થઈ, થોડી સરખી કહેશ;
ઠાલો ચાલ્યો તેનું છેદઈ ગયું, અંગે પીઠી મુખે મેંશ. જયજય૦
નગારાં નિશાન સંતાડીયાં, મુખે પડી ગયા શોશ;
સૌ કોઈ સ્મશાનીયા સરખા સનમન્યા જાણે મુઓ દમઘોષ. જયજય૦
જરાસંઘે પણ આસનાવાસના કરી, હું પણ હાર્યો શતવાર;
તોયે મેં દુઃખ નહોતું ધર્યું એવો ધાર્યો વિચાર. જયજય૦
હવે દ્વારામતિ પ્રભુ પોંચીયા, સેના સહિત બળરામ;
સ્હામા ઉગ્રસેન આવ્યા શોભા ભર્યા, પધારો નિજ ધામ. જયજય૦
જોશી તેડાવ્યા શ્રી વાસુદેવજી, લગ્ન લીધું શુભ સાર;
લખી સ્વજન સૌને કંકોતરી, તેડાવ્યા તેણીવાર. જયજય૦
મોટો મંડપ રચ્યો સોહ્યાંમણો, વાજાં વાજે અપાર;
મંગળ ગીત કરે સર્વે માનિની, થઈ રહ્યો થેઈકાર, જયજય૦
વર કન્યાને પીઠી ચોળાય છે, ગોત્રજ દેવી પૂંજાય;
વૃદ્ધિ શ્રાદ્ધ કીધું વાસુદેવજી, દેવકી હરખ ન માય. જયજય૦
વર વધુને મંડપમાં પધરાવીયાં, વિપ્ર કરે વેદ ગાન;
કોઈ એક કન્યાનાં માતા પિતા થયાં, તેણે દીધું કન્યાદાન. જયજય૦
હસ્ત મેળાપ થયો મંગળ ફેરા ફર્યા, કીધા સર્વ પ્રકાર;
લાડ કોડ રીતે ભાતે શ્રીહરી, આરોગ્યા છે કંસાર. જયજય૦
સૌ કંસાર ભોજન કરાવીને, સંતોષ્યા સૌ જન;
બહેન ભાણેજ પૂજ્યને પોષીયા, હરખ્યું સૌ કોનું મન. જયજય૦
કુળની રીતે છોડયા પછી દોરડા, આનંદ વર્ત્યો અપાર;
રાણી રૂકિમણી પરણ્યાં શ્રીકૃષ્ણને, થઈ રહ્યો જયજયકાર. જયજય૦
કવિજનનાં કૃપા કરી શ્રીહરિ, કીધાં દુઃખ સૌ ભંગ;
અંગસહિત આપી પ્રેમ લક્ષણા ભક્તિ નિત્ય સત્સંગ. જયજય૦

ગુર્જર દેશમાં નર્મદાજી તટ, ચંડિપુર ચારૂ ગામ;
જ્યાં શ્રી શેષશાઈ પ્રભુજી વસે, ત્યાં કવિનો વિશ્રામ. જય૦ ૧૧૬

---

## સત્યભામા વિવાહ.

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂજીના પાય, સમરૂ શ્રી ગોવર્દ્ધન રાય;
શુભ મતિ દ્યો અતિ જન ગુણ ગાય, શ્રી સત્યભામાજીનો વહેવાય.
શ્રીમદ્ ભાગવત ભણું રે આનંદરે, જેમાં રસનિધિ દશમ સ્કંધરે;
તેમાં છપ્પનમાં અધ્યાયરે, સીમંતમણિ તણો મહિમાયરે.
શ્રી દ્વારિકા નગરી મોઝાર, ઉગ્રસેન મહામતિ નૃપ સાર;
વસે જાદવ ત્યાં છપનક્રોડ, નથી જુગમાં કો તેની જોડ.
જાદવ એક સત્રાજીત નામ, કન્યા એક સત્યભામા તેને ધામરે;
પ્રભાકર તેના ઇષ્ટદેવરે, સત્રાજીત કરે તેની સેવરે.
પ્રસન્ન થયો કૃપા કીધી ઘણીરે, સૂરજે આપ્યો સીમંતમણીરે;
નિત્ય પ્રત્યે પૂજન કરેરે, બ્હાર જાયે ત્યારે કંઠે મણિ ધરે.
એક સમે કંઠે ધરી મણી, સત્રાજીત આવ્યો સભા ભણી રે;
દૂર થકી દેખી સૌ જન રે, ચકીત થયાં પોતાને મન રે.
સૌ મનમાં કરે વિચાર રે, આવે સૂર્ય સભા મોઝાર રે.
કૃષ્ણ કહે દિનકર નવ હોય રે, હશે સત્રાજીત જાદવ સોય રે;
આસન આપ્યું તે આદર કરી રે, ક્ષણ રહીને બોલ્યા શ્રી હરી રે.
સાંભળો સત્રાજીત મારી વાત રે, જેથી જશ વધે વિખ્યાત રે;
સૂર્ય ભકિત કીધી તમે ઘણી રે, મોટે ભાગ્યે પામ્યા મણી રે.
માટે એ ભેટ ભૂપને કીજે રે, વચન અમારૂં શિરપર લીજે રે.
મણિ શોભે તે રાજદ્વાર રે, આપણે સેવા તણો અધિકાર રે;
મણિ માગો શું લજ્જા પરહરિ રે, સૂરજ સેવ્યા મેં સમજ કરી રે.
ઉઠયો સત્રાજીત નિરધાર રે૦

### વલણ.

પૂજા ઠામ પરવારીયા. મણિ સીમંત એવું નામ;
આવે કથા કેમ નીપજે, કહે છે જન દયારામ.

**ભ્રાત સત્રાજીત તણો, પ્રસેન નામે જેહ;**
**વન ગયો કંઠે મણિ ધરી, મૃગયા રમવા તેહ.**

---

રમતાં સિંહ મળ્યો એક વાટે રે, અશ્વ સહિત હણ્યો મણિ માટે રે;
મણિ લેઈ સિંહ ત્યાં થકી ચાલ્યો રે, તેને જાંબુવાને જઈ ઝાલ્યો રે.
કન્યા જાંબુવતી હતી ઘરમાં રે, મણિ જઇને આપ્યો તેના કરમાંરે;
રીંછ રાજે હણ્યો સિંહ ઠામે રે, મણિ લેઈ ગયો પોતાને ધામે રે.
એ કથા રહી એણે ઠામ રે, સત્રાજીત કરતો શું કામ રે;
જ્યારે ઘેર ન આવ્યો ભ્રાત રે, સત્રાજીતે ઉરાડી વાત રે.
કૃષ્ણે માર્યો તે મારો ભ્રાત રે, મણિ માટે કરી એની ઘાત રે;
સૌને વાત કરે એવું કરીને રે, એવું કલંક ચોટયું શ્રી હરીને રે.
સૌ કોઈ વાત વિચારે છે મન રે, કૃષ્ણ કહે ચલો જઇએ વંન રે;
જઈ કરીએ મણિનું શોધંન રે, એમ કરીને આવ્યા વંન રે.
જતાં આગળ દીઠો પામ્યો મરણરે, ત્યાંથી સિંહ પડયો દીઠો ધરણરે;
ત્યાંથી રીંછનાં પગલાં દીઠાં રે, તે તો ગિરિની ગુફામાં પેઠાં રે.
મુષ્ટિપાતે લડે બેઉ બળિયા રે, સત્તાવીસ દિવસ એમ પળીયા રે;
એવામાં એક બીજું બનશે રે, જાંબુવંતીને પ્રભુજી પરણશે રે.
રીંછ કન્યા પ્રભુને પરણીરે, પેહેરામણીમાં આપ્યો સીમંતમણીરે. ૧૧૮

---

## રાધા વિવાહ.

પ્રથમ શ્રી સારદા વરણવું, શ્રી ગુરૂ લાગુંજી પાય;
વહેવા ગાઇએ રે રાધાકૃષ્ણનો, મનમાં હરખ ન માય.
બીજ મંડળ અતિ શોભતાં રે, ત્યાં વસાવ્યાંજી ગામ.
બ્રિજ મંદિર અતિ શોભતાં; ત્યાં બરસાણા રે ગામ.
આહિર સઉ કોઈ ત્યાં વસે, અધિપતિ છે ભિખુભાણ.
તેને તે એક પુત્રી હતી, પાડયું રાધા રે નામ;
કાલુ ને ઘેલુ રે બોલતી, વ્હાલી લાગે ઠામો ઠામ.
સાત વરસનો સમો થયો, થયો કન્યા રે કાળ;
માતા પિતા બંધુ હરખિયાં, કરે વહેવાના વિચાર.

ટોળે મળી રે સર્વે સુંદરી, વીનવે પોતાની વાત;
ઉપવન રમવાને અમે જઇએ, રમવા રાધા સંઘાત. વર રે૦
વચન શુણીને મન હરખીયાં, તેડી પોતાનું તન;
આભૂષણ અંગે ધારીયાં, થયાં સૌ ખુશી જન. વર રે૦
વદન જોતીને દૃષ્ટે ન્યાળતી, લેતી ભામણુલાં રે માત,
આજ્ઞા માગીને સંચર્યા, રમવા સહિયેરો સાથ. વર રે૦
કંઠ ઉપર કર નાખીને, હસતી ચાલી રે વંન;
વંનની શોભા રે શી કહું, થાકે સહસ્ત્ર વદંત. વર રે૦
ઉપવન અતિ સર્વે શોભતાં, વૃક્ષ જાળ તાલ તમાલ;
લવિંગ લતા અને કેતકી, મધુકર કરે રે ગુંજાર. વર રે૦
મોર ચકોરને કોકીલા, કરે શબ્દ રસાળ;
બપૈયા રે પીઉ પીઉ કરે, તો રમે બ્રિજનાં રે બાળ. વર રે૦
કો પંદરની ને સોળની, સઘળી સરખે પ્રમાણ;
કો ગોરી ને કો સાંમળી, કોઈ ભોને રે વાત. વર રે૦
ચતુર શિરોમણિ રાધિકા, રામા રૂપનું ધ્યાન;
સઘળા સખા મળી ગોપના, આવ્યા જ્યાં ભગવાન. વર રે૦
રમીએ તે સર્વે સામટા, કરીએ એક વિચાર;
આભરણ ધરીએ પુષ્પનાં, સજીએ બહુ શણગાર. વર રે૦
ફૂલના ચણીયાને ફૂલની ઓઢણી, ફૂલની ચોળીને ચીર;
ફૂલે ફૂલી સઉ સુંદરી, અલબેલી આહીર. વરરે૦ ૧૧૯

### વલણ.

રમે રાધિકા રૂપમાં રંગ રાતી; કરે કામિની કેલી જોબનમાતી,
સર્વે સુંદરી એકઠી ઠામ પામી, મળ્યો તેહને સુંદરીનો રે સ્વામી.

---

ગેડી દડો રમે કૃષ્ણજી, રમતા આવ્યાજી વન.
નયને તે નીરખ્યાં રાધિકા, નિરખી મ્હોયાજી મન. વર રે૦
કામિની કહે શુણો કૃષ્ણજી, શુણો સુખની રે વાત;
અમને રમાડો કે તમે રમો, દડો આવેજી હાથ. વર રે૦

દડો રે લેઈ દામોદરે, ફેંક્યો રાધાની પાસ;
હસતે રે હસતે ચાલીયા, અમશું ન કરો રે હાસ. વર રે૦
તમે રે થાઓ વર વિઠલા, રાધા કન્યા રે થાય;
એમ કરીએ વર બેવડો, જુગમાં જોડુ કહેવાય. વર રે૦
વિધાત્રાએ વારૂ કીધું, સરખા સરખી રે જોડ;
કોઈ જરી ન કાઢી શકે, ગુણ રૂપમાં ખોડ. વર રે૦
એક રાધાની રે મા થઈ, એક કૃષ્ણની માત;
બોલ મેળાપ કન્યા હવા, સોવાસણ મળી ચાર. વર રે૦
એક કદમને રે છાંયડે, કરવા સઘળી રે રીત;
પીઠી તે પ્રેમદાને ચઢે, ગાય વેવાનાં રે ગીત. વર રે૦
કહાન કુંવર પરણાવીયે, એને કરી વરમાળ;
માનિની સર્વે ટોળે મળી, ખુશી થઈ તત્કાળ. વર રે૦
ચતુરાયે તે ચોરી રચી, બાંધ્યાં કંકણ હાથ;
છોડ ને છોરા દોરડો, તેડ તારા નંદજી તાત. વર રે૦
કંકણ હરિથી છૂટે નહિ, કરવા સઘળી રે રીત;
ઘુંઘટડો તે ગ્રહી કરી, જોતી હરિ ધરી પ્રીત. વરરે૦ ૧૨૦

વલણ.

ગ્રહી ઘુંઘટો કામિની કંથ જોતી, ભરી નેત્રને માનિની મન મ્હોતી.

---

વદન વિકાશ્યું રે વિઠ્ઠલે, ઠગવા ગોપી રે નાર;
ધ્યાન ધરે જોગી તણાં, રામા ઘેર રમત અપાર. વર રે૦
કૃષ્ણજી કહે શુણો કામિની, મારા મુખની રે વાત;
નિત્ય ઉઠી રમવા રે આવજો, કરશું આવો સંઘાત. વર રે૦
રમીને રાધા ગઈ એકલી, આવી પોતાને ઘેર;
કુંવરીનું મુખ કરમઈ ગયું, જનનિએ પૂછી રે પેર. વર રે૦
કામણ કરીને રે કુંવરી, રમી તું કહોની રે સાથ;
શુણ માતા વર વિઠ્ઠલો, રમી તેની રે સાથ. વર રે૦
સહિયર મળીને વહેવા કર્યા, સસરા શ્રી નંદરાય.
સાસુ મારી રે જશોમતિ, કર્યા વર જગરાય. વર રે૦

ચતુરાયે ચોરી રચી, રચ્યો સાર કંસાર;
વેદ મંત્રે તે જમાડીને, પામ્યા હર્ષ અપાર. વર ૨૦
સોનાના થાળ અણાવીયે, રૂપલા ઝારી રે હાથ;
ઘી અણાવો રે ગૌરી તણાં, પીરસો સૌ સાથ. વર ૨૦
કૃષ્ણ જમાડે રાધાજીને, કૃષ્ણને રાધિકાય;
પરણીને ઉઠયાં રે પ્રેમદા, સુંદરી સાસરે જાય. વર ૨૦ ૧૨૧

:

## કેદાર વિવાહ.

શંભુ સુતને હું નમું, ઉમયાને લાગુ પાય;
ગુરૂ કૃપાયે ગાઈશું, નાથ કેદાર વહેવાય.

---

શિવશંકરને રે આરાધુ, મન કેદાર નાથમાં લાધ્યું;
શું વખાણું બદ્રાવળી ગામ, છે પવિત્ર તે વિપ્રનો ઠામ.
અનાદિ વશ્યા પોતે આપ, તેના દર્શનથી ટળે પાપ;
વન વગડે તે આસન કીધાં, બેશી એકાન્તે સુરભી પય પીધાં.
એવા સચરાચર છે સ્વામી, તેની કીર્ત્તિ દેશાન્તરે જામી;
સુરભી વણિક તણી રે કહેવાય, તે નિરન્તર ચરવાને જાય.
જાયે તેવી પેસે ઝાડી માંહ્ય, જ્યાં બિરાજે વિશ્વંભર રાય;
લીલા શંકરની રે અપાર, તેમાં મનુષ્ય તણા શા ભાર.
ઉભી પાડે ત્યહાં પય ધાર, પ્રેમે આરોગે વિશ્વાધાર;
એવી રીતે પાડે હરનીશ, કોપ્યો વણિક ચ્હડી બહુ રીસ;
થયેલું કપટ કો જાણે નહીં, નીશે દૂવે ગોવાળો સહી.
શક ગોવાળ ઉપર આવ્યો, ઘેર જઈને ઘણો ધમકાવ્યો;
આથી ગોવાળને માઠું લાગ્યું, તીક્ષ્ણ બાણ હૃદયમાં વાગ્યું.
તેનો પસ્તાવો બહુ મન થયો, બીજે દહાડે તે ગૌ પૂંઠે ગયો;
રોજ વખતે પેઠી ઝાડી માંહ્ય, પડી ધાર જ્યાં શંકર રાય.
થયેલું કૌતુક જોઈ ગોવાળ, વણિક ઘેર ગયો તત્કાળ.

### વલણ.

વણિક ઘેર પોતે જઈ, કહ્યું સર્વ વૃત્તાન્ત;
દંત કથા જેવી હતી, કોઈ ન ધરશો ભ્રાન્ત.

ભ્રાન્તિ કોઇએ ના મન કરશો, ખરી વારતા અંતર ધરશો;
માયા ઈશ્વરની રે અપાર, મોહ કુંડમાં ખાયે સૌ માર.
પ્રાચીન કથન કહ્યું શિવ તણું, હવે રચનાની લીલા ભણું;
પૂર્વ પશ્ચિમ બહુ ઝાડી આવી, દક્ષિણ દિશાએ વળી મન ભાવી.
ઉત્તર દિશા મંદાકિની ઘાટ, ત્યાં છે વિપ્ર નહાવાની વાટ;
અગાશી ડેરા વરણી છે ફરતી, ધર્મશાળા છે ચોમેર ઢળતી.
મોખરે બંગલાની શી મજા, વચ્ચે ભગવી ઉડે છે ધજા;
નજીક ધર્મશાળા નવી આવી, ત્યાં બ્રહ્મચારીની વેદી સ્થપાવી.
તેનું નામ ગિરજાનંદ કહે છે, સદાચરણી પવિત્ર રહે છે;
એક ગમી શિવ બજરંગ છાજે, બીજી બાજુએ શિતળા બિરાજે.
વચ્ચે તુળસી કયારો સુશોભિત છે, મજેનો સ્હાંમો રંગમંડપ છે;
પેસતાં ત્રણ ફુવારા નિહાળો, પ્રથમ દર્શન દે છે દુંદાળો.
વાહન શંકરનું રે કહેવાયે, નંદકેશ્વર નામ લેવાયે;
થાય તેના ઉપર ઘંટનાદ, પાસે આપે નોબત મોટો સાદ;
બે બાજુએ ઓરસીયા સાર, સુખડ ચંદનનો નહિ પાર.
અહીંથી આગળ દહેરામાં ચાલો, રૂપ આદિ શકિતનું નિહાળો;
કંઈ રૂપમાં નહિ મળે મણા, અંગે સજીયાં આભૂષણ ઘણાં.
પહેરી ચોડી ચુંદડી રંગ ચોળ, મુખ શશી વિશાળ કપોળ;
દંત તો જાણે દાડિમ કળી, બ્રહ્મા આદિનું મન જાય ચળી.
નાસિકા રૂપ શુકના સરખું, કંકુ આડ કપાળે રે નિરખું;
નાગ ફેંણી સમા શિર કેશ, શોભામાં મણા નહિ લવલેશ.
એવાં શિવ શકિત જોગમાયા, જેની વિપ્ર ઉપર છે છાયા;
ભાસે સ્હામા બેઠા શિવ પોતે, અખંડ પ્રકાશે દીપક જ્યોતે.
જળાધારી તાંબાની રે સાર, પીંડી રૂપે રહ્યા રે કેદાર;
નાગ સપ્ત મુખી છત્ર શીર, કણજીએથી પડે નિર્મળ નીર.
શંભુને પ્રિય તે જળધાર, હાંડી ઝુંમરનો નહિ પાર.

**વલણ.**

પાર નહિ રચના તણો, વરણી ન જાય લગાર;
શંકરના સ્થાનક તણો, સંક્ષેપે કહ્યો સાર.

કહ્યું સંક્ષેપે રચનાનું ખ્યાન, શ્રોતા જન સુંણજો ધરી ધ્યાન;
શિવ પ્રકટ થયા છે જ્યારે, ત્યાંય રામા સ્થાનક નહિ ત્યારે.
પાવન કીધું બળી ધામ, એ છે વાઘોડ પરગણાનું ગામ;
ખ્યાતી ચાલીજી દેશ વિદેશ, મોટા ચમત્કારી ગિરિજેશ.
સૌ આવ્યા મળી શિવ લેવા, લેઈ જઇએ અમો એ દેવા;
એ છે અમારા પરગણાનું ગામ, નહિ રહે અહીં શિવ સુખ ધામ.
ભૂમિથી ઊંચું હસ્ત એક, ભયકારી ઝાડી જ્યાં વિશેક;
ફરતું ખોદી કહાડો શિવ બહાર, મળી ત્યાં સૌ કરે રે વિચાર.
પછી ખોદવાનું શરૂ કીધું, તત્ક્ષણ શિવે પારખું દીધું;
જેમ જેમ ખોદવા માંડયું યદા, અંદર સરતા ગયા પોતે તદા.
એમ કરતાં અંદર ઘણા ગયા, સૌ લોકો મન વિસ્મય થયા;
ઇચ્છા ગિરિજાપતિની સમર્થ, લેઈ જવા શ્રમ કરીએ વ્યર્થ.
ભૂમીથી અંદર પેઠા બે હાથ, ન જરી ડગ્યા શંકર નાથ.

વલણ.

શંકર નાથ ડગ્યા નહિ, સ્થિર કરી બેઠા સ્થાન;
કલ્પેલી કથા તો રહી, હજુ છે ચોબાની નિશાન.

———:———

હજુ છે ચોબાની નિશાની સાર, ખોદતાં પડેલી તેણીવાર;
તેથી નહિ કોઈ સંદેહ ધરશો, શંભુ દર્શને ભવ થકી તરશો.
એમ કરતાં ગયા થોડા દીન, રાઘવ સુતને કીધો લીન;
સુરત દેગપરે તેનું ધામ, નાનાભાઈ ખરૂં તેનું નામ.
તેણે બંધાવ્યું દેવળ સારૂં, શંકરને વગડે અતિ પ્યારૂં;
ધર્મશાળાનું કીધું બીજું કાજ, શંકર નામે બંધાવ્યું મહારાજ.
એના નામ તણો પ્રભુ પર તો, પુષ્પ વરણીને ચરણ ચોફરતો;
ધન્ય તે વિપ્ર જનની બુદ્ધિ, કરવી શંકર સેવામાં શુદ્ધિ.
તે દ્વિજને કરૂં હું પ્રણામ, એના દર્શને મોક્ષનો ઠામ.

વલણ.

મોક્ષ ઠામ જે જન ભજે, ગુરૂ ગિરિજાપતિ નાથ;
ગૌરીશંકર વરણવે, અટકે છે મુજ ગાથ. ૧૧૨

## બાણાસુરનો માંડવો.

સરસ્વતિ સ્વામીને વીનવું રે, ગણુપતિ લાગુ પાય;
વંદન કરૂં વિશ્વેશને રે, ઊરમાં હર્ષ ન માય.
આવી છે બાણુને માંડવે રે, જાદવ કુળની રે જાન;
અનિરૂદ્ધ ઊભા તોરણે રે, જાણે પ્રકટ્યા છે ભાણુ.
બાણ સ્હાઈ ઊભા રહ્યા રે, નજરે નિરખ્યાં સ્વરૂપ;
ઊમીયાને અંગેથી ઊપજ્યાં રે, દીસે રૂપ અનુપ.
આપણે ભાગ્યે આવી મળ્યા રે, અનિરૂદ્ધ સરખા જમાઈ;
પાર્વતી નીસર્યા પ્હોંકવા રે, માથે મોતિનો મોડ;
ડાબે તે હાથે ઝારી ભરી રે, જમણા હાથમાં થાળ.
ઈંડી પીંડીને ઓવારણા રે, શરીયો સંપુટ નાક;
નાક સાહી વર નિરખીયા રે, ગળે ઘાલ્યાં છે ઘાટ.
આણી બેસાડચાં માહ્યરે રે, બેસણે માંડ્યાં છે પાટ.

### રાગ બીજો.

પોંકી પાર્વતી વરને તેડે રે, ત્યાં તો અનિરૂદ્ધ ચડીયા કેડે રે;
વરને માહ્યરે પધરાવો રે, સ્હામા ઓખા બાઇને બેસાડો રે.
ત્યાં તો બેઠો જાદવનો સાથ રે, વરે ઝાલ્યો કન્યાનો હાથ રે;
ત્યાં તો રત્નના દીપક ઝળકે રે, કન્યા હાથે કંકણ ચૂડી ખળકે રે.
ત્યાં તો પહેલું મંગળ વરતાય રે, પહેલા મંગળે શાં શાં દાન રે;
ત્યાં તો બાપજી દે કન્યાદાન રે, બાપે આપ્યા તે હસ્ત હઝાર રે.
ત્યાં તો દીકરી સોનેરાં દાન રે, ત્યાં તો બીજું મંગળ વરતાયે રે;
બીજે મંગળે શાં શાં દાન રે, ત્યાં તો માડી આપે કન્યાદાન રે.
માડીએ આપ્યાં છે ડોટીને બેટી રે, ત્યાં તો દીકરી કેરાં દાન રે;
ત્યાં તો ત્રીજું મંગળ વરતાય રે, ત્યાં તો મામા આપે કન્યાદાન રે,
મામે આપ્યાં થર પાનેતર રે, ત્યાં તો ભાણેજ સોનેરાં દાન રે;
ત્યાં તો ચોથું મંગળ વરતાય રે, ચોથે મંગળે શાં શાં દાન રે.
ત્યાં તો વીરાજી દે કન્યાદાન રે, વીરે આપ્યા તે હસ્તી હઝાર રે;
ત્યાં તો બેન સોનેરાં દાન રે, રચ્યો વેદમંત્રે ત્યાં કંસાર રે.
ત્યાં તો તેડાવો કન્યાની માડી રે, ત્યાં તો સોનાના થાળ અણાવો રે;

ત્યાં તો રૂપાની ઝારી અણાવો રે, ત્યાં તો ગૌરીનાં ઘૃત મંગાવો રે.
ત્યાં તો ખોબલે પીરસોને ખાંડ રે, ત્યાં તો અનિરૂદ્ધ જમાડે ઓખાનેરે;
ત્યાં તો ઓખા જમાડે અનિરૂદ્ધ રે, ત્યાં તો અન્યોઅન્ય જમાડે રે;
ત્યાં તો વાળ્યા ઊછીના પાડ રે. ૧૨૩.

---

### સાજીનું ગીત.

પાટણ પાખડીઆળા રે, અમદાવાદ અતિ રળિઆણા રે;
અતિ રળિઆણાં રે, મારાં લાડકડી રે.
તમને કેસરીયાના કોડ રે, અમને છે લગન જોવાડચાના કોડરે;
બાપ વીનવજો રે તમે કે માણુસ રે.
સોહે તારાં પુરશે લાડ રે, લાડકડી પુરશે કોડ રે;
જોશીડા તેડાવશે જોડાજોડ રે.
હું તમને પૂછું રે મારાં લાડકડી રે, તમને કેસરીયાના કોડ રે;
કાકા વીનવજો રે, તમે કે માણુસ રે.
સોહે તારાં પુરશે લાડ રે, લાડકડીના પુરશે કોડ રે;
સાજન મેળવશે જોડા જોડ રે.
હું તમને પૂછું રે મારાં લાડકડી રે, તમને કેસરીયાના કોડ રે;
મામા વીનવજો રે તમે કે માણુસ રે.
સોહે તારાં પુરશે લાડ રે, લાડકડીના પુરશે કોડ રે;
મોસાળીયા થઈ આવશે જોડા જોડ રે.
હું તમને પૂછું રે મારાં લાડકડી રે, તમને કેસરીયાના કોડ રે;
બેન વીનવજો રે તમે ફલાણી બેન રે.
સાસે તારા પુરશે કોડ રે, હમને છે પીઠી મલાવ્યાની હોંસ રે;
હું તમને પૂછું રે મારાં લાડકડી રે, તમને કેસરીયાના કોડ રે.
માશી વીનવજો રે તમે ફલાણી રે.
સોહે તારા પુરશે કોડ રે, લાડકા લાડુ લાવશે જોડા જોડ રે. ૧૨૪

---

### પ્રભાત.

રામ પહેલે તે પ્રભાત દેવકીજીએ દાતણુ માગીયાં;

માગ્યાં માગ્યાં રે વાર બે ચાર, રૂકિમણીએ શબ્દ ન સાંભળ્યો.
સમ પાનની બીડી રે હાથ, મેડીએથી શ્રીકૃષ્ણ ઊતર્યા;
વારી રૂકિમણી નાર કજાત, તેણે મ્હારો શબ્દ ન સાંભળ્યો.
મારા નાધડા બલભદ્ર વીર, ગંગાને કાંઠે રે ઘર કરો;
ત્યાં રાખો ને રૂકિમણી નાર, માડીનાં મન રે પ્રસન્ન કરો.
સ્વામી શો રે અમારો વાંક, શાને કાજે રે અમને દૂર કરો;
ગોરી તું મારા હૈયાનો હાર, તને રે ઘડાવું સોના સાંકળાં.
ગોરી રે જાતાં માસ બે ચાર, છઠ્ઠે માસે રે આંણું મોકલું. ૧૨૫

—:—

આંબલીયો રે સખી શિયળડો, મોતિએ ઝરમર્યો રે;
એની ડાળે કોણ કોણ ઊભા ઉંચા રે ગોરા પાતળા રે.
એની ડાળે રામચંદ્ર ઊભા, ઊંચા રે ગોરા પાતળા રે;
કોઈ અમને લંકા દેખાડો, સીતાજીને મેળવો રે.
કોઈ એનો સગો ને સારથી રે, કોઈ એનો માડી જાયો વીર;
સીતાબાઇને મેળવો રે, હનુમંત સગો ને સારથો રે.
લક્ષ્મણ માડી જાયો વીર, સીતાબાઇને મેળવો રે. ૧૨૬

—:—

કોઇએ શ્રીકૃષ્ણ રમતેલા દીઠા, જઈ ફૂલ વાડીમાં પેઠા રે;
મોગરડો તે મરડીને લીધો, ચાંપલીયો તે ચૂંટીને લીધો રે.
સાહેલી તે સુંઘીને લીધી, એટલે આવ્યાં તે માળેણ રાણીરે;
પેલા કહાનજીને બાંધ્યા તાણી રે, એટલે આવ્યાં જસોદા માડીરે.
ના મારીશ માળેણ રાણી રે, તમને આપીશ નવરંગી સાડીરે. ૧૨૭

—:—

અગર સાગર કેરો મોગરો રે, તન મન કેરી રે ડાળ;
મોગરો કીયે રાયે આપ્યો રે, પીયેળ પોળે ન માયે.
કીયા ભાઈના આવાસ ચીકેણ ચડે રે, સવા લાખીરે ઇંટ;
ઇંટ ઇંટ થર ચડે રે, કુંકુમ વરણીરે ગાર.
કેઈ વહુને જોવાનાં જાળીયાં રે, કીયા ભાઈ ચીતરે આવાસ;

કીયાભાઈ દેરાસર કરે રે, સાથરા કઈ વહુને હાથ.
દેરાસર કરી ઊઠયા રે, જીયાવર ગોકળી કહાન;
ગોકળી કહાન ઘોડે ચ્હડે રે, ફૂમડે વરસ્યા મેહ;
આગળ શેરી સાંકડી રે, ઝીણા ઊડે રે કેશ. ૧૨૮

——:——

સૂરજ રાંદેલ કેરી ખડકી રે, તો આંગણે ઓટલા રે;
ઓટલા ઓકળી વાળા તો, પરસાળે છો ઢળે રે.
ઢળે કીયાં બાઇને હાથ, માંડવડે સાજન જમે રે. ૧૨૯

——:——

ઊઠો ઊઠો વિશ્વનાથ શ્રીફળ બે આંણ્યાં,
બારણે ઊગ્યાં મોગરડાનાં થાણાં;
જેમ જેમ મોગરડો લ્હેરેરે જાયે, તેમ મારા વિશ્વનાથના મુકુટ ભરાયે.
સોનાનાં સિંહાસન હીરલે જડીયાં, લેઈ મારા વિશ્વનાથની આગળ ધરીયાં.
સિંહાસને બેશીને દો રે આશીશ, જીયાવર જીવજો ક્રોડ વરશ.
ક્રોડની ઉપર હોયરે પચાસ, જીયાવરના બાપની પૌંચીરે આશ. ૧૩૦

—— ——

દીને સુ પ્રભાતેરે ઉઠીનેરે, લીજે ચારે દેવનાં નામ; નમોરે હરિવાસુદેવારે.
પેલાં નામ રૂડાં વિશ્વનાથનાંરે, બીજલે ગદાધર દેવ. નમોરે૦
ત્રીજાં નામ દીજે રૂડા કદમેશ્વરનાંરે ચોથે કેદારનાથ દેવ. નમોરે૦
ચારે તે જાગીને શું કર્યું રાખ્યો તારા સેવકનો રંગ. નમોરે૦
દીને સુપ્રભાતે ઊઠીનેરે, લીજે ચારે કાકાનાં નામ. નમોરે૦
કાકાએ જાગીને શું કર્યું, રાખ્યો તમારા સાજનીયાનો રંગ. નમોરે૦ ૧૩૧

——

ઊંચો ચંદન ચોરો ચોકઠો, ત્યાં ઢળી શિયળડી સેજ; ગિરધરલાલજીકી માળણી.
વાસુદેવના નંદના પ્યારા પોઢશે, રૂકિમણી ઢોળે છે વાય. ગિરધર૦
અંગુઠા મરડી નાવ જગાડયા, તમે કેમ સુઈ રહ્યા નચિંતે; ગિરધર૦
આપણા સેવકને ઘેર સોહલો, ઊઠો ઘેર દેવતા તેડાવો. ગિરધર૦
દેવતાને સોપારી અપાવીએ, બીડલે બાસઠ પાન; ગિરધર૦
ઊંચો ચંદન ચોરો ચોકઠો, ત્યાં ઢળી શિયલડી સેજ. ગિરધર૦

ફુલાણીના નંદન પ્યારા પોઢશે, ફુલાણી વહુ ઢોળશે વાય; ગિરધર૦
અંગુઠા મરડીને નાવ જગાડ્યા, તમે કેમ સુઈ રહ્યા નચિંત. ગિરધર૦
આપણે ઘેર જીયાવરનો સોહલો. ઊઠો ઘેર સાજન તેડાવો. ગિરધર૦
સાજનીયાને સોપારી અપાવીએ, બીડલે બાસઠ પાન. ગિરધર૦ ૧૩૨

---

કીયાભાઇને માંડવે રે માળેણ, ચીરના ચંદરવા રે માળેણ;
જાદરના ગાલીચા આપણે માંડવે.
કીયાભાઇને માંડવે રે માળેણ, ફૂલડીયાં કરમાયે રે માળેણ;
બીડલાં સૂકાય એને માંડવે રે.
કીયાભાઇને માંડવે રે માળેણ, શેરડી છોલાયે રે માળેણ;
કેઈ વહુને મોંઢે રેલા ઊતરે.
કીયાભાઇને ઓરડે રે માળેણ, ચુરમાં ચોળાયે રે માળેણ;
કેઈ વહુ મોંઢે રે માખી બણબણે.
સોગટડાં મંડાયાં રે માળેણ, કેઈ વહુ રમે રે બાજી સોગઠે;
કીયાભાઇને ઓરડે રે માળેણ, ગોદડીયા બંધાયે રે માળેણ.
કેઈ વહુને વાંસે સડાસડ ઊતરે. ૧૩૩

---

હાંજી ટૂંકડા ટોડાની રે માળેણ, માળેણ આવો અમારે ઘેર તું માળેણ
રાજારામની.
માળેણ આવોને બેસોને ઓટલે, માળેણ કહોને મોગરડાનાં મૂલ. તું માળેણ૦
હાંજી લાખો હમારો મોગરો, અધલાખી મોગરડાનાં મૂલ. તું માળેણ૦
માળેણ એકસેરોને બેસેરોરે ચોસેરો, માળેણ નવસેરો ગૂંથીને લાવ. તું માળેણ૦
માળેણ કેઈ વહુ પોઢેરે ઢોલીએ, માળેણ તું પોઢ ઢોલીયા હેઠ. તું માળેણ૦
માળેણ કેઈ વહુ રાંધે રે લાપશી, માળેણ રમી જમી ઘેર જાઓ. તું માળેણ૦
કીયાભાઈ વણાવે રે ઘરચોળાં, માળેણ ઓઢી પહેરી ઘેર જાઓ. તું માળેણ૦
કીયાભાઈ મઢાવે ચૂડલા, માળેણ બાંહ્ય મલાવતાં જાઓ. તું માળેણ૦
કીયાભાઈ આપે રે બીડલાં, માળેણ રંગ રસે ઘેર જાઓ. તું માળેણ૦ ૧૩૪

---

સુખડનાં વૃક્ષ ચાંદરણે વેડાવો રાજાજી,

તેની ને ઘડાવો નવરંગ પાલખી;
એરે પાલખીને કીયાભાઈ ઘડનારા રાજાજી,
કીયાભાઈ જડનારા પાલખી સોહે જડી.
એરે પાલખીના કીયાજ ભાઈ રંગારા. રાજાજી.
કીયા જમાઈ ચીતારા પાલખી સોહે ચીતરી,
એરે પાલખીએ કીયા જમાઈ ભોઈ. રાજાજી.
જીયાવરની ફોઇને જોઇશે રે પાલખી,
એ રે પાલખીએ રચીએલી ખાપ. રાજાજી.
જીયાવરના બાપને જોઇશે રે પાલખી,
એ રે પાલખીએ રચીયા છે આંકા. રાજાજી.
જીયાવરના કાકાને જોઇશે રે પાલખી;
એ રે પાલખીએ જડીયા છે હીરા. રાજાજી.
જીયાવરના વીરાને જોઇશે રે પાલખી,
એ રે પાલખીએ ફૂકા કેરી ઝેણુ. રાજાજી.
જીયાવરની બેનને જોઇશે રે પાલખી,
એ રે પાલખીએ ફૂલડાં કેરી વાડી. રાજાજી.
જીયાવરની માડીને જોઇશે રે પાલખી,
એ રે પાલખીએ ફલાણાભાઈ બેસે. રાજાજી.
આગળ બેસે જીયાવર મલપતારે. ૧૩૫

—:—

વહાંણેલાં વાયાં સોરંગી તારો ઉગીયો,
જાઓ જગાડો જીયાવરના બાપને;
સુતા કેમ આવે ઓ ફલાણાભાઈ નિદરડી રે,
આજ આપણે વહેવા સરખાં કાજ છે.
આજ આપણે જીયાવરનો સોહલો,
લંકાગઢ મોકલાવો મેવાડાની સાંઢણી;
ત્યાં થકી સોનાં રે અણાવીએ,
લાડકા જીયાવરને બેરખ ઘડાવીએ,
જાઓ જગાડો જીયાવરના કાકાને;

સુતા કેમ આવે ઓ ફુલાણા કાકાને નિંદરડી રે,
આજે આપણે ઘેર જીયાવરનો સોહલો. ૧૩૬

---

ઉડો ઉડો નારે રૂડા હંસ, ઉડ ના હંસ રળિઆમણા.
જઈ બેસો મોગરડાને છોડ, જેમ દેખું જીયાવર આવતા.
એની પીઠી પીળે રે રંગ, તેજે ત્રિભુવન મોહી રહ્યાં;
એની સાથે સાબેલાની જોડ, માથે તે નવરંગ મોળીયાં.
એની બેન તે બલઈયા લેશ, માડી કરે રે ઓવારણાં;
એની કૂખે ચંદન ઘશી મેલ, જેની કૂખે જીયાવર જન્મીયા. ૧૩૭

---

સોનાને સળિએ સૂરજ ઉગીયો, મોતિને સૂરજ મોરીયો;
ઉઠો ના હાળીહારે હોળ જોતરો, ખેડજે રે તાપીના કરડા રે.
વાવજો રે લાલ મધનો છોડવો, એ રે છોડુલે મધરસ નીપજે;
કીયાભાઈ ઠાકોરીયા વાડીએ ઉતર્યા, કીયાભાઇ ચાકરીયારે માથે મધનાં માટલાં.
કીયાભાઈ ચાકરીયા બેઠા ભરી આપે, કીયાભાઈ ઠાકોરીયા બેઠા મધ પીયે;
મધ થોડાં ને સાજન ઘણાં. ૧૩૮

---

સુ પરભાતે જોતરી વ્હેલ તો, દરવાજે ખોટી થયા;
પોળીયા મુજ પોળ ઉઘાડો, અમે વાસુદેવ ઘેર પરોણુલા.
વાસુદેવ નથી રે અવાસ, તાળાં ને કૂંચી તો જે કરે રવ ચઢે;
તાળાં ને કૂંચી લક્ષ્મીજીને હાથ, ઉઘાડો લક્ષ્મીજી ઓરડા.
ઉઘાડો ને પેટી મન્જૂસ, છોડાવો જાદર વાવટા. ૧૩૯

---

મોહનને માત જગાડેજી, અતિ આનંદ હૃદય માંહેજી;
તમે ઉઠોને દેવ મોરારીજી, હરી ઉઠ્યા આળસ મરડીજી.
હરિને લોટે દાતણ પાણીજી, આણી આપે નંદજીની રાણીજી.
હરિએ દંત ધાવન કીધાંજી, ઘૃત મેલીને પય પીધાંજી.
હરિએ પાઘ પેચ સમારીજી, હરિએ ગાય છોડી ત્યાં ગોરીજી;
વાછરડાં લીધાં દોરીજી,
બહુ ભાથા ભરીયા ભાતેજી, દધિ શીંકાં લીધાં સાથેજી.

ધન્ય ધન્ય રે જમુનાંનાં નીરજી, મારે વ્હાલે પખાળ્યાં શીરજી,
ધન્ય ધન્ય રે જમુનાં રેતીજી, હું તો ચરણ કમળ રજ લેતીજી.
ધન્ય ધન્ય રે ગોકુળ ગાયજી, મારો વ્હાલો ચારવાને જાયજી. ૧૪૦

---

સૂરજ ઉગ્યો કે કેવડીયાને ફુણસે કે વાંણેલાં ભલે વાયાં રે.
સુતા જાગો રે વસુદેવના નંદકે, વાંણેલાં૦
લેજો લેજોરે દાતણને લોટા કે, વાંણેલાં૦
દાતણ કરજો રે તુળશીને ક્યારે કે, વાંણેલાં૦
મુખ ધોજો રે ગંગાજળ પાણી કે, વાંણેલાં૦
મુખ લ્હોજો રે પામરીને છેડે કે, વાંણેલાં૦
મુખે લેજો રે શ્રીરામનાં નામ કે, વાંણેલાં૦
સૂરજ ઊગ્યો રે ઊકરડાને ટોચે કે; વાંણેલાં૦
સુતા જાગો રે ફલાણાના નંદ કે, વાંણેલાં૦
લેજો લેજો રે દાતણ ને લોટા કે, વાંણેલાં૦
દાતણ કરજો રે ઉકરડાને ટોચે કે, વાંણેલાં૦
મુખ ધોજો રે ખાળકૂંડીનાં પાણી કે, વાંણેલાં૦
મુખ લ્હોજો રે મસોતાને છેડે રે, વાંણેલાં૦
લેજો લેજો રે શ્રીરામનાં નામ કે, વાંણેલાં૦ ૧૪૧

---

## બાણાસુરનું પ્રભાત.

બાંણાસુરની નગરીમાં કંઈ ગડગડીયાં નિશાનરે,
તેને રે શબ્દે તે અનિરૂદ્ધ જાગીયારે,
જાગ્યા રે જદુપતિ જોગ તને હારરે, આ શું તે રામ પ્યારારે,
જાગ્યા રે જદુપતિ મંદિર પ્યારા રે, મને તે અહીં કોણ લાવ્યું રે,
ના હોય મારી નગરી રે, ના હોય મારૂં ગામ રે,
ના હોય મારી કનકની દ્વારિકાં રે, ના હોય મારી મેડી રે;
મને અહીં કોંણ લાવ્યું તેડી રે.
ના હોય મારી વાડીરે, અમે લીલા રમતાં દહાડીરે;
ના હોય મારા કનકના કાંગરારે.

ચારે ને દાશી મારી કયાં ગઇરે,
ચાર દાશી સાથે હરિના ચરણ તલાસેરે, વીંઝણા લેઈ વા ઢોળતીરે;
ના હોય મારો રત્નાકર ગાજે ગંભીરરે, સુદર્શન ચક્ર ત્યાં ચોકીરે.
ના હોય ગોમતી મ્હારીરે, કરે પાપ તણો સંહારરે;
હસ્તી કરે ને ચક્ર નીપજેરે.
શંખના વાગેરે, રત્નાકર ગાજેરે, પંચ શબ્દેરે અસુરના ગડગડેરે;
પંચ શબ્દે ઢંકાઈ ગયાંરે, રણતુર ભલેરા વાગેરે.
ના હોય ના હોયરે, શંકર શબ્દ સોહ્યામણા;
હીંદોળો નહિ મ્હારોરે, ના હોય મારી મેડીરે.
આ કોણ બેઠી રાજકુંવરી અણવીરરે,
કેઈ નારી મને લાવીરે, મારી દ્વારિકાં છોડાવીરે;
કેઈ ભામિનીએ મને ભોળવ્યોરે.
ચિત્રલેહા કહે જો હું લાવીરે, મારે માથે હીંદોળો લાવીરે;
બાણાસુર મંદિર મેલ્યારે, શ્રવણિકપુર છે ગામ, બાણાસુર છે નામરે.
વિધાતાએ ચોરી કીધીરે, બાણાસુરના મંદિરમાં મેલ્યારે;
ચિત્રલેહા બોલ્યાં શિશનામીરે, હું તમને લાવી છાનીરે.
આવ્યા છો તો આ કન્યા સુખે વરોરે.
અનિરૂદ્ધ બોલ્યા વાત,મુછ ઉપર મેલ્યા હાથ,અસુરની કન્યા હું નહિવરૂરે;
એવોરે અન્યાય અમે ના કરીએરે, જાણી જોઇને જાત
ગળીમાં નહિ બોળીયેરે.
ત્યારે ઓખા બોલ્યાં વાતરે, તમારાં કુળ કંઈ અમને અજાંણ્યાં નથી;
કહો તો વાત વધારી કહીએ, નહિ તો રહેવા દેઇએ.
પૂછો છો તો કુળ કન્યા સાંભળો,
અમારા વડવા જગજીવંનરે, અમે પ્રધુમ્નના તનરે;
તે માટે નહિ વરૂ અસુરની દીકરી.
ચિત્રલેહા બોલ્યાં વાત ઢાંકી, રાખો તમારી જાતરે;
અમણાં કાઢીશ વાત વઢવા તણીરે.
નરકાસુરને મારી લાવ્યા, સોળ હજાર સો નારીરે;
નાત જાત કુળ કોનું જોવા રહ્યારે.

સત્રાજીતને કાજે મણિ લેવા ગયા મહારાજરે,
પરણી લાવ્યા જાંબુવંતી રીંછતરો.
તાંબા નખને ટૂંકા કેશ, વરવો દીસે બાળો વેશ;
તેનું મુખ જોઇને શુ રીજીયારે.
તારા બાપની ફોઇરે, કુંતા કહેતા સૌ કોઇરે;
કુંવારીને કુંવર જનમીયોરે.
મથુરાંમાં મહારાજ ગયાતા, મામાને મળવા કાજરે;
મન હર્યાં કુબજા દાશીનાંરે.
મારી નાખી માશીરે, ઘરમાં રાખી કંસની દાશીરે;
અંબાના ડહેરામાંથી જાતે હરિ ગયારે.
રૂક્મિણી વડી વહુ પરણી લાવ્યારે, ત્યાં કોણે પરણાવ્યારે;
હરણ કરીને એને લાવ્યોરે.
મહિ માખણના કૃષ્ણજી ચોર, વૃંદાવનમાં ચોર્યાં ઢોર;
ગોપિકાની સંગે લીલા રમેરે.
મહાવનમાં ગયા મહારાજ, પુષ્પ લેવાને કાજરે;
ચંદન માટેરે કુબજાને વર્યારે.
સુભદ્રા ફોઇરે તે તો સન્યાસીને મોહીરે,
જોગીને પેશેરે અર્જુન હરી ગયારે.
કુળ કૃષ્ણનાં કીયાં સારાં, વિચારીને બોલો રાણારે;
કુળ રીત કંઈ અમને અજાણી નથીરે.
તમારા વડવા જગજીવનરે, એના વડવા બલિરાજનેરે;
એક વેળા બલિરાજાએ યજ્ઞ માંડીયોરે.
બલિરાજાએ યજ્ઞ મંડાવ્યા, વિપ્રને તેડાવ્યોરે;
ભિખારી થઈ ભીખ માગીરે, ત્રણ ડગલાં પૃથ્વી યાચીરે;
ત્રણ ડગલાં ભૂમિએ એને શું થશેરે.
એના વડવા યજ્ઞના અધિકારી, તમારા વડવા ભિખારી;
ત્રણ ડગલાં પૃથ્વી માટે કર હોડીયોરે.
અનિરૂદ્ધજીને હાસ્ય જ આવ્યું, રીસ ગઈ ઉતરીરે;

અવળુ મુખે શું બોલો છો કામનિરે.
એવે સમે રૂષિ નારદ આવ્યા, ઈશ્વર ઇચ્છાયેરે;
ગાંધર્વ વિવાહ તત્ક્ષણ કર્યારે.
વર કન્યા બેઉ પરણીયાં, નારદ થયા અંતર ધ્યાનરે;
નર નારી સુખ ભોગવેરે. ૧૪૨

---

તોરણે ધવલડો હંસ તો કોણ હંસ ઉરાડીયોરે,
આશા વરૂણી જીયાવરનાં માડી તો તેણે હંસ ઉરાડીયા;
કહોને હંસલા કીયો તમારો દેશ તો કંહી તમારી સ્થાપનારે.
કાશી અમારો દેશ તો વણારશી અમારી સ્થાપનારે,
કહોને હસલા કેમ જઇએ પરદેશ તો કેમ જળ દોવીયેરે;
પાંખડી જઇએ પરદેશ તો જયા ઘડીએ જળ દોવીયેરે.
હંસલા કોટે તુળશીની માળા તો વિશ્વનાથ દેવનુ હારીયારે,
કોણે મારા ટોડા ઢાળીયા કોણે લખ્યા હંસને મોર;
મારા ટોડા રળિયામણા કોણે મારા ઝાંપલીયા સમાર્યારે.
કોણે કીધી લોહ જડતી વાડ મારા ઝાંપલીયા રળિઆમણા,
કોરીરે કરવી રૂકિમણી બાઇને હાથ તો વહુવારૂ વહેવા માલશેરે:
પાપડની કોઠીએ દાટા દેશ તો ઢમટા મેલીશ મોકળારે,
ચોખાની કોઠીએ દાટા દેશ તો વાટલી મેલીશ મોકળીરે. ૧૪૩

---

સરોવરની પાળેરે આંબલીયાને ડાળેરે મોતિ જડયાં તોરણ નીપજેરે,
આઘે જતાં રાવ રાણાએ પૂછયાં આવાં તોરણ કોણ ઘેર જોઇશે;
ફલાણાનારે ફલાણા રાણા એવાં તોરણ તે ઘેર જોઇશે.
ઉઠો વહુ રૂકિમણી લ્યો શણગાર પેરો મોતિ હારરે તોરણ વધાવીને
તોડે બાંધીએ.
પેલુને તોરણ બાર સાખે બંધાવો જ્યાં રે મારા ગણેશનાં બેસણાં,
બીજુને તોરણ મંડપે બંધાવો જ્યાંરે મારા સાજનીયાનાં બેસણાં;
ત્રીજુને તોરણ પરસાળે બંધાવો જ્યાંરે મારાં બેન ભાણેજનાં બેસણાં.
ચોથુને તોરણ ઓરડે બંધાવો જ્યાંરે મારાં ગોત્રજનાં બેસણાં,

પાંચમું તોરણ મેડીયે બંધાવો જ્યાંરે મારાં વહુવારૂનાં બેસણાં. ૧૪૪

ઉઠો ગોરારે ઉઠો સામળા ઉઠો નાથ વિશ્વનાથ.
શ્રીફળ બે આણ્યાં અવર સાંતેકે વહેલા આવજોરે.
એણીને સાંતેકે ગંગા માટી જોઇશેરે ગંગાજળ હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે આંબા પત્ર જોઇશેરે સેવા સૂત્ર હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે હુવન પડી જોઇશેરે નાડાછડી હોયરે રળિઆમણા.
એણીને સાંતેરે શ્રીફળ જોઇશેરે ફોફળ હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે દૂધ દહીં જોઇશેરે પંચામૃત હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે આચાર જોઇશેરે સરવા હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે જીયાવર જોઇશેરે પોશ નાળીએર હોયરે રળિઆમણા.
એણીને સાંતેકે ફલાણા ભાઈ જોઇશેરે ફલાણી વહુ હોયરે
રળિઆમણા. ૧૪૫

અમદાવાદી ઓરસીયોને સુરતની સુખેડ ચંદન ઘસાવો એને માંડવે,
ચંદન ઘસાવોને ચંદરવા બંધાવો સુરજ લખાવો એની ખડકીરે;
સુરતના સલાટીને પાટણનો પહાણુરે ઓરસીયો ઘડી લાવોને
આરસ પહાણુનો.
એવાને હોંસીલા અમારા ફલાણાના કુંવરરે નિત્ય પૂજા કેદારનાથને મોકલે.
ચંદન ઘસી ઓરસીયો મંડપ હેઠે મેલ્યોરે ઓરસીયાને ચોર ચોરી ગયારે.
ઓરીસીયાના ચોર ફલાણી બેનના નાથ ફલાણાભાઈ ઓરસીયો ચોરી ગયા.
આગળ જતાં બીજા જમાઈ મળીયા બેઉ મળી ઓરસીયો જપત કર્યો.
લાવોને નાડી બાંધેને તાણી રાહાની રીતે ઓરસીયો મનાવીયે.
ઉપર રહ્યાં ફલાણાં બેન બોલેરે આજનો ઘુનો વીરા માફ કરો.
લ્યોને મારી ટોટીને મારો એને સોટી મુરખ લીયો વણાસીયો.
લ્યોને મારી સાડીને મેલો એને કાઢી રાહાની રીતે ઓરસીયો
મનાવજો. ૧૪૬

જાળે જાળેરે ભમરો રણુ જણેરે, જાળની હેઠળ સાંકળીઆળીરે;
ઈન્દ્ર પોઢેને અપ્સરા રણુ જણેરે, ઈન્દ્ર કહીએરે અમારા ફલાણા ભાઈરે.
અપ્સરા ફલાણી વહુરે, ફલાણાને માંડવે બેઉ રમેરે;
ઉગતા સૂરની રજ ખરેરે, એણીને રજેરે જીયાવર ભરીયા.
અતિગોરાને અતિસામળારે,ઓરડીયામાં જનમ્યા તે પરસાળેઅજવાળા,
માડીએ માણેક જનમીયારે,માણેક કહીએરે અમારી ફલાણીબાઈની કૂખ.
જેની કુખે જીયાવર જનમીયારે,હું તમનેપૂછુ મારાફલાણાભાઈવણજારારે,
કીયેને મારગે તમે ઉતર્યારે, ડાબીરે ગંગા નેજમણીરે જમુનાં.
ધરમ મારગે અમે ઉતર્યારે, હું તમને પૂછુ મારા ફલાણાભાઈ વણજારારે;
કીયો કીયો દેશ વેરી લાવ્યા, ઓરીરે સાલેરે હીરીરે મુલ્લે.
સુરત ઓહોરીઘેર આવીયારે,માફલીયારૂંધ્યારેઅમારાફલાણાભાઈવણજારા;
ચૌટાં રૂંધ્યાંરે એના ધોરીયેરે,ઓરડીયા રૂંધ્યારે અમારાં ફલાણાં વહુ
વણજારા,
પરસાળ રૂંધીરે એને છોકરે. ૧૪૭

---

હાર કાજળ બેઉ વાદ વદેરે, હાર કહે હું તો સમુદ્ર કાંઠે નિપજુરે;
કાજળ જાણે દીવા સંગથી, હાર કહે હું તો થાળીમાં પોવાઉરે.
કાજળ જાણેરે થાળી વાડકો, હાર કહે હું તો પેટીમાં સમાઉંરે,
કાજળ જાણે મેંશ દાબડારે, હાર કહે હું તો રાણીને શોભુંરે,
કાજળ કહે હું તો જગમગુરે. ૧૪૮

---

પોપટડોરે વાસ્યો માંડવે મોર કળા કરેરે,
કેઇ નગરીનો રાજા કોણ પરોંણા ઘેર આવશેરે;
કાશી નગરીનો રાજા વિશ્વનાથ પરોંણા ઘેર આવશેરે.
કાશી નગરીનો રાજા એને આદર અધિકાં માન માંડવે ઢોલ ઢાળાવીયેરે,
પોપટડોરે વશ્યો વાડાનો વીંઝણુલોરે વાસ્યાં ચણાવીયેરે;
માંડવે ઢોલ ઢળાવીયેરે મશરૂની તળાઇ ગાલે ગાલ મસુરીયાંરે.
પાથરણે બે મુડીયા ઉસીસા રાજા રખ તણાંરે,
એને ભોજન લાડુ શરાં શરાં ઘી સવાદીયાંરે;

એને મુખવાસ બીડલાં, લવિંગ સોપારી દોડા એલચીરે.
એને પોઢણુ ઢોલીયા ઘઉં આંણ્યારે ગાડે ટોપલે ઘઉં કાઢીયારે,
ઘઉં સોહ્યારે સુપડે થાળી ઘાલી ઘઊં વીંણ્યીયારે;
ઘઊં ધોયારે કુંડી માટલીયે ઘઊં ઘાલીયારે.
ઘોઘાનીરે ઘંટી દળનારી હાથે સાંકળાંરે,
લોટ પડે પરસુદ્દી રવારે ભલા વખાણીયેરે;
ભલા નીપજે સવૈયા મોતઈયા ભલારે વખાણીયેરે.
ભલા નીપજેરે દળીયા મગદળીયા ભલારે વખાણીયેરે,
ભલા નીપજેરે ખાજાં ખાજલીયો ભલીરે વખાણીયેરે;
જસ લ્યોરે ફુલાણુભાઈ લ્યોરે ખાજાં ભર્યા ટોપલારે,
મોસાળીયાને ખાજાં મોસાળણીને ખાજલીરે;
જસ લ્યોરે ફુલાણુભાઈ લ્યોને દાબડા ભરી મગદળીયારે.
મોસાળીયાને દળીયા મોસાળણી મગદળીયારે,
જસ લ્યોરે ફુલાણુભાઇ લ્યોને બીડા ભરી કંડીયારે;
મોસાળીયા બીડલાં મોસાળણીને ચેવડારે.
જસ લ્યોરે ફુલાણીબાઈ લ્યોને કંકુ ભર્યા દાબડારે,
મોસાળીયાને ટીલાં મોસાળણીનાં મુખ પીળીયેરે;
જસ લ્યોરે ફુલાણુભાઇ ઘોકડી છોડો માંડવેરે,
મોસાળીયાને શેલાં મોસાળડીને ઘર ચોળડાંરે. ૧૪૯

---

### જમવા તથા વેવાઇને ઘેર જતી વખતનું ગીત.

શેરડીએ અમે સંચર્યારે, ભલા ભલા સાજન લોક, ઉત્સવ ઘેર આપણેરે.
વેવાઈનાં ઘર કેમ જાણીયેરે, ગધેડાં ભૂકે છે બહાર. ઉત્સવ૦
આપણાં ઘર કેમ જાણીયેરે, હસ્તિઓ ઝુલે છે બહાર. ઉત્સવ૦
કીયા ભાઈ સોનાનાં સાંકળાંરે, કીયા ભાઇ મોતિનો હાર. ઉત્સવ૦

---

### છોકરાનો અથવા છોકરીનો વરઘોડો જાય તે વખતે ગાવાનું ગીત.

શ્રી ગુરૂ ગણપતિ સારદા, પાય લાગી કરૂ સેવ;
વરઘોડોરે ભલો વરણવું, મને કૃપા કરજો દેવ. સોહે વરઘોડલો.

માગધ દેશનો રાજીયો ચિત્રવર્મા એનું નામ,
ગૃહિણી તેની સુલક્ષણી એનું ઈન્દુમતિ એવું નામ. સોહે૦
નૈષધ દેશનો રાજીયોરે ચંદ્રસેન રાજન,
ચંદ્રાંગદ સુત તેહનો એ શું વહેવા કર્યો થઈ પ્રસન્ન. સોહે૦
જગ જીતીરે જંગ મોડીયોરે નોંતરાં ઠામોઠામ,
પુત્રી તણોરે વહેવા માંડીયો એનું શ્રીમંતની એવું નામ. સોહે૦
અંબાડી ઉંચી ધજારે જાને ચઢીયા દેવ,
અશ્વ અનુપમ શોભતા સેવક કરતાજી સેવ. સોહે૦
રથ ઉપર રાજા ભલારે કુંવર બેલા બેલ,
ખેલે હીંડે સાબેલડા ઘોડવેલ ખેડાવતા ખેલ. સોહે૦
નાહી અંઘોળડી ઘોડે ચ્હડયારે ધરીયા છે ખુંપ શીશ,
પીળાં પીતાંમ્બર પ્હેરીયાં લીલા પીળા હોડયા જગદીશ. સોહે૦
મોડ સોહેરે રાણી દમયંતી જેને નળરાજા સરખા છે કંથ.
માતા દેવકીજી રૂપ લે તો શ્રી કૃષ્ણ ઘોડે ચ્હડયા,
બહેન વીજળીને લે છે ભાંમણાં સોહે વર ઘોડલો. સોહે૦ ૧૫૧

---

### વહુને સાડી ઓઢારતી વખતનું ગીત.

કન્યા પક્ષને ગાવાનું ગીત.

જોઓ જુઓરે લોકો ઘરચોળું, એતો બાયલાના ઘરનું ઘરચોળું;
એતો ખોટી બદામનું ઘરચોળું, એતો વાડે વળગ્યું ઘરચોળું. ૧૫૨

---

### કલવો ખવરાવતી વખતનું ગીત.

ખાખારે છોકરા કલવો, તારે જનમે ન ખાધો કલવો;
તારો બાપ પરણ્યો સાતવાર, કલવો ના ખાધો એકવાર.
છોરા તેં કયાં માગ્યાં પાનરે, તારો કાકો તે રવડયો રાનરે;
ખાખારે ધરણીના ઢોકળા, છોરાના દાંત પડયાને મોઢાં મોકળાં.
છોરે ખોળે તે ઘાલ્યું ખાસડું, એણે ઘેર ઘેર માગ્યુ સાસરૂ;
એને કોઇએ ના દીધુ સાસરૂ, અમારા ફલાણાએ દીધુ સાસરૂ.
છોરાને ખોળે તે ઘાલી ખીચડી, એને કોઇએ ના દીધી દીકરી;

અમારા ફલાણુાએ દીધી દીકરી, છોરાની છલક છીછરડી છાંણે ભરી,
છોરાની બાબરીમાં જૂ પડી
છોરાના મોંમાં બાવળીયાની પાલીરે, છોરે ઘડપણે વરમાળ ઘાલીરે. ૧૫૩

---

### કંસાર ખાતી વખતનું ગીત.

કો સનક સુનંદન રે નારદનારે મુની, કો સહુઋ ઈઠિયાશીરે વેદ ભણેરે ધુની.
કો જાજમ તકીયારે ગાદી મશરૂ તણી, કો ઝારીને કો લોટારે મોટાને માન ઘણાં
કો લવિંગ સોપારીરે દોડા એળચી, કો જાયફળ જાવંત્રીરે બીડાં બરાસનાં.
કો ભૂપ ભલેરારે આવ્યા દેશના, કો મરમ મોટેરારે બાળે વેશના.
કો ઝગમગ ઝળકે રે ચળકે માણેકમણી, કો વેણી શીર લળકેરે ખળકે કંકણી.
કો દોહિત્ર વખાણેરે ફલાણારે તણા, કો દોહિત્રી વખોડેરે ફલાણારે તણી.
કો કુંવર વખાણેરે ફલાણારે તણા, કો કુંવરી વખોડેરે ફલાણારે તણી.
કો ભત્રીજા વખાણેરે ફલાણારે તણા, કો ભત્રીજી વખોડેરે ફલાણારે તણી. ૧૫૪

---

સરસ્વતી સ્વામીને વીનવું ગણપત લાગુ પાય મારારાજ કુંવર
રઢિઆળાના ઘર કહેજો,
ઊંચી નારીરે કેડે પાતળી, ગોરી નદીયે ન્હાવા જાય; મારારાજ૦
સમજે તો ફલાણા તું કહી દેજે નહિ તો ગામના ગુલામ જોઈ રહેજે મારા૦
ચતુર ફલાણાએ પારખ્યા મુરખ ફલાણા તે કરેરે વિચાર. મારારાજ૦
સાસુ વહુ મા દીકરી એ ચારેના એક ભરતાર. મારારાજ૦
સમજે તો ફલાણી તું કહી દેજે નહિ તો ગામની ગધેડી થઈ રહેજે. મારારાજ૦
હળ હલકુ ને ધરતી પાતળી, ખેડનારા બડારે ચતુર. મારારાજ૦
ભેંસ વીયાઇને પાડો પાતળો દૂધડે કચોળડા હોય. મારારાજ૦
સસરો જમાઈ બાપ દિકરો, એ ચારેની એક ઘર નાર. મારારાજ૦
સમજે તો વેવાઈ તું કહિ દેજે નહિ તો ઘરનો ગુલામ થઈ રહેજે. મારા૦
ચતુર ફલાણાએ પારખ્યા મુરખ વેવાઈ તે કરેરે વિચાર. મારારાજ૦ ૧૫૫

---

### અંગોલડી થતી વખતનું ગીત.

અંગોલડી થાયેરે આસુર બહુ સજન અંગોળડીરે,

અંગોળડી જમુનાનાં નીરરે. બહુ સજન.
અંગોળડી માડીના હાથરે. બહુ સજન૦
અંગોલડી અતિ મીઠી હોયરે. બહુ સજન૦
અંગોલડી ભાભીના હાથરે. બહુ સજન૦ ૧૫૬

—:—

છોરી પડતી પડતી નાઠીરે, જઇને રાજ ઓવારે ઊભીરે;
મા કાશી બાપ કાશી પાડાના પાડોશી કાશી. જે બોલાવે તે કાશી.
કાશી ગોત્ર વાજુ શાકમહાલેવ.
મા ગાંડી બાપ ગાંડો, પાડાનાં પાડોશી ગાંડાં, જે બોલાવે તે ગાંડુ;
ગાંડુ ગોત્રજ વાજુ શાકમહાલેવ. ઉંચે ટીંબે શાકમહાલેવ.
લોટ પડે પરસૂલી શાકમહાલેવ૦ લોટે લોટે થૂલુ. શાકમહાલેવ.
વેવાઈની આંખમાં ફૂલુ. શાકમહાલેવ૦
એ ફૂલુ કયારે મટશે શાક૦ અમારા જાનઈયા ઓસડ કરશે. શાક૦
ત્યારે ફૂલુ મટશે શાકમહાલેવ. ૧૫૭

—:—

અયવાડો પયવાડો આવ્યો. કેશવજાનીરે.
ધનતેરશનો દહાડો; કેશવજાનીરે.
હું તમને પૂછું કીયાં વહુ, કેશવજાનીરે.
તમે કેમ જીયાવર જન્મ્યા. કેશવજાનીરે.
ધરણુસ પગ દેઈ જન્મ્યા. કેશવજાનીરે.
પોણોસેર દૂધડે નવરાવ્યા. કેશવજાનીરે.
ચોખા શેર મોતીડે વધાવ્યા. કેશવજાનીરે.
ચીર બળોતીએ ઓરાઢયા. કેશવજાનીરે.
ગોરને ઘોડલે બેસાડયા, કેશવજાનીરે.
ગોરાણીને દક્ષણીના ચીર; કેશવજાનીરે.
હું તમને પૂછું કીયાં વહુ, કેશવજાનીરે.
લાડકડી કેમ જાયાં. હરામજાદી.
ખારે પાણીએ નવરાવ્યાં, હરામજાદી.
મોતી સેર ચોખાયે બંધાવ્યાં; હરામજાદી.

મસોતાં બળોતીયે ઓરાઢયાં, હરામજાદી.
ઘોરને ગોધલે બેસાડયા. હરામજાદી.
ગોત્રજ ગોરમટીનાં આંણ્યાં, હરામજાદી.
મૈયારીનાં વાળ્યાં દાંણુ. હરામજાદી. ૧૫૮

---

## કંસાર ખાતી વખતનું ગીત.

સકળ બીજોરડુ છોલતીરે, એલી પૂછતી નગરીનું નામ;
નગરીનું નામ ત્રંબાવટીરે, એલી રાજ કરે સુલતાન.
સુલતાન કેરો હાથીઓરે, એલી બાંધ્યો છે કીયાભાઇને બહાર;
કીયાભાઈનાં ઘર કેમ જાણીયેરે એલી, હસ્તિઓ ઝૂલે છે બહાર.
ગોલા કેરાં ગધેડાંરે અલી, બાંધ્યાં છે વેવાઈ બહાર;
વેવાઈનાં ઘર કેમ જાણીયેરે એલી, ગધેડાં ભૂંકે છે બહાર.
કીયાભાઈના માંડવા જોયાના કોડરે એલી, નજરેજોયાના કોડ;
પાને ફૂલે છાયો માંડવોરે એલી, આવે મોગરડાના સોર.
વેવાઈ તમારો માંડવોરે એલી, નજરે જોયાના કોડ;
આક ધંતુરો છાયેલોરે એલી, આવે લસણ કેરો સોર.
કેઈ વહુ તમારી કાંચળીરે એલી, નજરે જોયાના કોડ;
શીવણે શીવણે ઘુઘરીરે એલી, હૈયડે હંસને મોર.
વેવણ તમારી કાંચળીરે એલી, નજરે જોયાના કોડ;
હૈયે કાગને કાબરરે એલી, શિવણમાં બહુ ખોડ.
કેઈ વહુ તમારા ઓરડારે એલી, નજરે જોયાના કોડ;
ગોખે ગોખે દીવા બળેરે, એલી બારીએ ઝૂલે છે મોર.
વેવણ તમારા ઓરડારે એલી, નજરે જોયાના કોડ;
ગોખે ગોખે અંધારૂં છે રે, એલી બારીએ ઝૂલે બે ચોર. ૧૫૯

---

## ગોરવને દિવસે જમવા જતાં ગાવાનું ગીત.

શેરડીએ અમે સંચર્યારે, ભલા ભલા સાજન લોક. ઉત્સવ ઘેર આપણેરે.
વેવાઇનાં ઘર કેમ જાણીયેરે, ગધેડાં ભૂંકે છે બહાર. ઉત્સવ૦
આપણાં ઘર કેમ જાણીયેરે, હસ્તિઓ ઝૂલે છે બહાર. ઉત્સવ૦

કીયાભાઈ સોનાના સાંકળારે, કીયાભાઇ મોતિનો હાર. ઉત્સવ૦ ૧૯૦

—:—

ગોરવ ગાવાને મન ધર્યું, કૃપા કરો મહારાજ;
નમુ ઈશ્વિર ચરણુને શીશ સુદ્ધાં, એ છે દેવનો દેવરાય. ગોરવ ગુણ ગાઇશું.
મથુરાં તે નગર સોહ્યામણું, ત્યાં વસે જનક રાય;
ત્રિપુરારિનું ત્ર્યમ્બક ભાંજવા, માંડયો સીતાનોરે વહેવાય. ગોરવ૦
લખી દેશ વિદેશ કંકોતરી, મહિપતિ મળ્યા તેણે ઠામ;
સહસ્ત્ર ઈઠિયાશી રૂષિ મળ્યા, વિશ્વામિત્ર સાથે લક્ષ્મણ રામ. ગોરવ૦
મંડપ રચીયારે સ્તમ્ભ કશીયા, જાળી ઝરૂખાં ને ગોખ;
જાળી અટારી શોભતી, પરસાળની સારી નોંખ. ગોરવ૦
વિધ વિધ રંગને ધાબળ સંગે, લખતાં ડોલે અંગ;
કેળ રોપી ફૂલે જાપી ત્યાં, બાજઠ ખુરશીની સંગ. ગોરવ૦
રજ ઊડે અરગની ગુલાબમાં ઝાકઝોળ;
કસ્તૂરીમાં ભળ્યાં કેસર, ત્યાં શોભે મુખમાં તંબોળ. ગોરવ૦
હાર દીવાને ઝુમ્મ દીવા, ફાનસને દીપમાળ;
વાજીંત્ર વાજે ને ઘણું છાજે, ત્યાં ગીત ગાય રસાળ. ગોરવ૦
પંચી પટોળાં પહેરીયાં, પ્હેર્યાં પીતામ્બર ખીલોદર સુખકાજ;
આચમન લેઈ પાવડે અડયા મંડપ આવ્યારે મહારાજ. ગોરવ૦
સ્હામી વૃક્ષે મળી ટોળે, નારી કેરાં વંન;
સૂત્ર વાળીને પુત્ર વાળી ત્યાં હશીને બોલ્યાં વચન. ગોરવ૦
પાટલા તો ડગતા નથી, લખતાં માડી આવી શેશ;
તેડાં કરી ઘાહલ ભરી, આવે તેડાયો પરિવાર અશેષ. ગોરવ૦
પતવાળી તળાવમાં નીપજે, ભલાં કમળ ફૂલ જણાય;
ભરી ઘાલમાં ભરી મેલીયા, તે તો પવિત્ર બહુરે કહેવાય. ગોરવ૦
દડીયા તે સુરત શહેરના, ત્રણ જાતના કહેવાય;
બાસુદી દૂધપાકના ભલા, ખાટા શાકના ત્રીજા ગણાય. ગોરવ૦
આદા લીંબુ કુંભારીયાં, આથ્યા મરીને પીપેર;
અથાણાં પહેલાં લીયો, એ છે પીરસ્યાની પેર. ગોરવ૦
કેર કેરાં હાંસોટનાં, રાઇ સરશીએ ભરપૂર;

કાચી કેરીમાં રાઈ ભેળી, ઘમડાછાની છે એ જરૂર. ગોરવ૦
મુળા તે કોસંબવાડીના, કોસંબાનાં લીંબુ કરેયાદ;
કચુમર જુગતે કરી, દધિ જીરાનો રે સ્વાદ. ગોરવ૦
અંકલેશ્વરની આંમલી, કામરેજનાં સૂરણ;
રાયતાં તે રંગભેર નીપજે, દધિ જીરાથી પૂરણ. ગોરવ૦
વડપછી લ્યો ઝરખલી, મેથી મુખ્ય ને કરીઆળ;
ભાજી લ્યો તેલે તળી, આપ્યો વાડકો ને થાળ. ગોરવ૦
ટાંડોરાં ટીંબા ગામનાં, પાટણનાં ખડબૂચ;
કંટોલાં ઘડા ગામનાં, પાલવાડાનીરે ચોકેણ. ગોરવ૦
વટાણા રાણોટના, મગ આણ્યા મલબાર;
હીંગ આણી અડમજ ગામની, ચણામાં ઝાઝાં મરીને તેલ. ગોરવ૦
વંતાક ભાઠે નીપજે, કોળાં તુરીયાં કારેલ;
કેળાં તળ્યાં કાળીંગડાં, રતાળુ ગારાડી રે કંદ. ગોરવ૦
આંબા તે ગડત ગામના, ગણદેવી કેરો ગોળ;
ચાંપા ભલા સોનવાડીના, નવસારીનાંરે તડબુચ. ગોરવ૦
પાપડ કર્યા વલસાડના, પુનમ કેરો ચંદ;
વડાં વડીને ખારવડી, ભજીયાં સૂરણને કેળા કંદ. ગોરવ૦
ટીંડોરાં ટીંબા ગામનાં, પાલીતાણાનાં ખડબુચ;
પતરેલ કર્યા કોદાદા લોકે, ચીખલી ગરી ગાહલ;
જે જોઇએ તે માગજો, આણ્યા વેસમાના વાલ. ગોરવ૦
કંસાર ત્યારે નીપજે, ભલો કેળવ્યો ગોલવાડ;
થુલી તે કડોદ ગામની, ગોળ મેળવ્યો રે ચાંદવાલ. ગોરવ૦
દૂધ કૂર બલીસેરના, પેંડા ચેવાળ્યો આંક;
બ્રાહ્મણ પીરસે મલપતા, ત્યાં ઝાઝો છે દૂધપાક. ગોરવ૦
વાવ ભલી બલીસેરની, તેનાં પગથીયાં દશવીશ;
પાણી ભરે સૌ બલીશેરી, એટલે મેલે શ્વાસ. ગોરવ૦
વેઢમી વણી વાલોડ લોકે, બારડોલીથી હઘ;
પોળી વણી મોતાળા લોકે, શીરો સીંગોડાનો સઘ. ગોરવ૦
માલપુડા કર્યા માંડવી લોકે, બાસુદી ભરપુર;

નામ ન લેશો ચુરમાં, માડા મોડ કર્યા રે શબ્દ. ગોરવ૦
શીરો કર્યો વાસદા લોકે, કોઠારીનું ઘી;
ખંભાતની ભલી સુતરફેણી, આણ્યા વેસમાંના વાલ. ગોરવ૦
દધિ બાંધો જુગતે થકી, તેનો નીપજે શ્રીખંડ;
મસરી પુરીમાં મ્હેલીયો, વીલાઅટ કાશી ખાંડ. ગોરવ૦
ગોળ પાપડી તલ પાપડી, મગદળ મોતિચૂર;
સંજુરી ઊપર ઘુઘરા, શું કહું હુરા હુર. ગોરવ૦
ખાજાં તે કર્યા સુરત લોકે, કલી જલેબી ઘેબર;
લાખણુશી મગદળ એળચી, એવાં કર્યા રે અનેક. ગોરવ૦
દાળ કરી ઓસવાડ લોકે, પલસાણાના મગ;
મેથી મસુર નવાપુરના, ચણા દાળે વાળ્યો આંક. ગોરવ૦
સેવ વણી વરીઆવ લોકે, ખખવાડાનો રસ ઘી આંણ્યાં;
કેળાં કુંકણનાંરે રસાળ. ગોરવ૦

ભાત ભલો સુખવેલનો, ભલો એલાયચી કલમ કમોદ;
પીરસતાં તે બહુ મગમગે, બહુરે સુગંધિ કહેવાય. ગોરવ૦

કઢી કડી દક્ષણી લોકે, ફૂદીનો ભરપુર;
શેકટાફળી અંતપુરની સરભેણની કોથમેલ. ગોરવ૦

મઠો કર્યો મસ્તાન લોકે, ચોર્યાશીની છાશ;
જીરૂં તે અમદાવાદનું, મીઠું ટાંકે તોળુ તો સમાય. ગોરવ૦

પાન તે મઘજ દેશનાં, ચેવલીને ચાવેલ;
વ્યારાના લ્યો કપુરવેલ. ગોરવ૦

મહુઆ તે નગર સોહામણું, નદી છે ભરપૂર;
ત્યાં વાસો વસે વિઘ્નેશ્વર, સુખી લોક રહ્યા કરજોડ. ગોરવ૦

સોપારી સેવરધનાં, વિલાયતનાં જાયફળ;
ચુનાનું કળી નામ છે, આણ્યા પગરાણની ખેરસાલ. ગોરવ૦
ગધેડી ગોરવ શું જમો;
મહુવામાં પહુંવા નિપજે, આણી શેન પીરશ્યા અબુજ. ગોરવ૦ ૧૬૧

———:———

### જમ્યાં રહ્યા પછી દોહરાની પેઠ બોલવાનું ગીત.

કાર્તિક માગશર ને વળી આળુ, ભણતાં ન આવડે તો મ્હોઢે ઘો તાળુ. (૧)
કાર્તિક માગશર ને વળી પોસ, ભણતાં ન આવડે તો સમુદ્ર શોશ. (૨)
અમારે માંડવે રકેબીએ પાન, ફલાણાની વહુવારૂને ઘણાં એક માન. (૩)
એને તે માંડવે છીંતલીએ છાણુ, એનીરે વહુવારૂને નહિ મળે માન. (૪)
અમારા જીયાવરને બાદરના ડગલા, પેલા વેવાઇને કરજના ઢગલા. (૫)
અમારે માંડવે શાક મોળાયે, પેલા વેવાઈનું નાક વઢાયે. (૬)
અમારે માંડવે નાખી છે રેતી, પેલીરે વેવાણ દેખીતી મહેતી. (૭)
ત્રાંબા કૂંડી ને નવગજ ઊંડી, જળપાત્ર ખાલીને જળ ભરવા ચાલી. (૮)
કાળુ તે વાદળ સ્હાંમા રે સ્હામી, દેરાણીને જેઠાણીને દહાડી ધમાધમી. (૯)
અમારે માંડવે રોપી છે કેળ, પેલી ફલાણીને ઘણાએક મેળ. (૧૦)
અમારે માંડવે રોપી છે કેળ, વેવાઈના ઘરમાં નહિ મળે મેળ. (૧૧)
અમારે માંડવે ભજીયાં તળાયે, વેવાઈના છોકરા કજીયા કહેવાયે. (૧૨)
અમારે માંડવે ખાજા તળાયે, કીયાભાઈના છોકરા રાજા કહેવાયે. )૧૩)
કેઈરે નદીના પત્થર સરકણા, વેવાઈના છોકરા બધાએ લડકણા. (૧૪)
વાડામાં વાડોલીયું ને તેમાં ખોશી ત્રાક, પેલા વેવાઇ નહાવા બેઠા
સમડી લેઈ ગઇ નાક, બાવા નાક. (૧૫)
જજમાનની જુવારને કૂવામાંનું પાણી, થોડું ઘણું કરવાને કેઇ બેનને આણી.(૧૬)
ઊંડા ઊંડા કૂવાને પારસીના ભસ્તા, કાલે દેખાડશું કેઈ નગરીના રસ્તા (૧૭)
રાજા વરગનીકાંચલીને મહીં ધુપેલીયો રંગ, પેલીરેવેવાણમાં નહિ મળેઢંગ.(૧૮)
મોટા મોટા ટેટા તે આંઁ્યાછેવડે, વેવાણ તારૂં રૂપ તો કોયલા સાથે લડે.(૧૯)
બાવળીયો તો બળી ગયો કરમદી રાંડ બોડી, મારી સાથે બોલવા
આવશે જડબુ નાખીશ તોડી. (૨૦)
ઘોડો ખાયે ઘાસ અને બળદ ખાયે ખરૂ, વેવાણ તો એમ કહે હું
ફલાણા સાથે વરૂં. (૨૧)
અમારા કીયાભાઇએ ઓઢી છે શાલ, પેલારે વેવાઇને પડી છે તાલ. (૨૨)
અમારી કેઈ વહુએ પહેરી છે ગુજરી, પેલારે વેવાઈની ડોકી છે મુજરી. (૨૩)
ખંભાતના વાંદરાને મોટાં મોટાં પુચ્છ. પેલારે વેવાઇને નહિ મળે મુછ. (૨૪)
અમારી કેઈ વહુને મોતિનાવાળીયા, કીયાભાઇનીવહુવારૂનેજોવાનાંજાળીયાં.(૨૫)

અમારા માંડવામાં આરસપહાણનું ટેબલ, પેલોરે વેવાઈ જોઈથયો વિહ્‌વળ.(૨૬)
અમારાં કીયાં વહુને પેરવાનાં કલ્લાં, પેલી વેવાણનાં નસકોરાં વલ્લાં.(૨૭)
અમારી કેઇ વહુએ પ્હેર્યાં છે અંમર, પેલારે વેવાઇની આંખે આવ્યાં તંમર. (૨૮)
કેઈરે નદીનું નામ પાડો રેવા, કીયાભાઇના છોકરા તે રાજારે જેવા. (૨૯)
સોનાની શળીને રૂપાની પળી, કીયાભાઈની વહુવારૂ તે મોગરાની કળી.(૩૦)
કેઇ રે નદીનું નામ પાડો માગી, વેવાઇના છોકરા તે ત્યાગી વેરાગી. (૩૧)
અમારા જીયાવરનેજરીના રૂમાલ, રૂપિઆ જોઇએતો વેવાઈ થાયરે ગુલામ.(૩૨)
ગુલામ થશે ત્યારે રૂપિઆ મળશે, ત્યારે તમારી ભત્રીજી પરણશે. (૩૩)
અમારી કેઈ બેનને પેરણ પોલકાં, પેલારે વેવાઇના મોટાં છે ટોલકાં. (૩૪)
આવ્યો શિયાળો બહુ ટાઢ વાશે, જીણી પીછોડી કેમ રાત જાશે. (૩૫)
તબક તબક તબકડી તબકડીમાં સુવા, વેવાઇનું નામ પાડતાં જોશી સઘળા મુવા. (૩૬)
એનેરે માંડવે નાખી છે સૂડી, અમારારે કીયાભાઈની પટલઈ રૂડી. (૩૭)
એનેરે માંડવે રોપી છે આમલી, પેલીરે વેવાણ સુથારણ શામલી. (૩૮)
અમારા ઘરમાં ચાંદીના લોટા, અમારીરે વહુવારૂ ગુલાબના ગોટા. (૩૯)
અમારેરે માંડવે પડઘમ વાગે, વેવાઇને બારણે તુરજ વાગે. (૪૦)
અમારાંરે કીયાં વહુ રાંધવારે પેઠા, વાળી પહેરીને જાણે નાગરણ બેઠાં.(૪૧)
પેલીરે વેવાણ રાંધવારે પેઠાં, ચોટલો છુટોને જાણે ડાકેણ બેઠાં. (૪૨)
અમારા જીયાવરે પહેરી છે ટોપી, કીયાભાઇની વહુવારૂ દેખીતી ગોપી.(૪૩)
અમારા જીયાવરના હાથમાં છે છત્રી, પેલારે વેવાઈ દેખાતા ક્ષત્રી. (૪૪)
એનેરે માંડવે નાખ્યો છે સોયો, વેવાઈનું માથું ઘી ભરવાનો ડોયો. (૪૫)
અમારે માંડવે ઘીનીરે ઝીલ, પેલારે વેવાઈ દેખાતા ભીલ. (૪૬)
આઇરે અંબામાના આવડાશા ખ, જીયાવર પરણ્યા તે વિધાતાના લેખ. (૪૭)
અમારા ઘરમાં ગજીઆણીના તાકા, પેલારે વેવાઈના પડીયા છે શાખા. (૪૮)
શાખા પડયા તે શા માટે, જાદરણી ભુખી રાખી તે માટે. (૪૯)
એનેરે માંડવે નાખ્યું છે કોડુ, પેલીરે વેવાણ દેખીતી ઓડુ. (૫૦)
અમારી જાનમાં આવ્યા છે રસીયા, વેવાઈના માંડવામાં ન મળે તકીયા.(૫૧)
અમારી જાનમાં આવ્યા વજીર, વેવાઇરે તું થાને મજુર. (૫૨)

મજુર થઈને કામજ કરજે, એમને કામે ફરતોરે ફરજે. (૫૩)
કામજ કરતાં દામજ મળશે, ત્યારે તમારૂં ભાયગ ફળશે. (૫૪)
અમારી જાનમાં આપી છે બગી, પેલીરે વેવાણુ જાન જોઈ ચગી. (૫૫) ૧૬૨

---

## રન્નાદે લેવા જતી વખતનું ગીત.

ઊઠો રાંદેલ લ્યો શણુગાર, આદિત સરખા રથ ચ્હડે;
ઊઠો કીયાં વહુ લ્યો શણગાર, કીયાભાઈ સરખા રથ ચ્હડે. ૧૬૩

---

રાણી રાંદેલ આવતાં જાણીરે, હું તો દૂધડે ઊમરા ધોવાડતીરે;
હું તો ઘીના દીવડા અજવાળતીરે, હું તો સેવના પાટ મંડાવતીરે.
હું તો નાળીએરે અરગ દેવાડતીરે. ૧૬૪

---

ત્રાંબા તે કેરૂં તરભાણું, કૃષ્ણજીએ આંબલા રોપીયારે;
આંબલા અમીએ સિંચાયે, જેમને આવેરે કૂમળી કૂંપળી,
આંબલા હેઠળ વાસ, સાસર વાસિલી વિરામેરે.
કેરે ત્હારૂં મૈયેર દૂર, કેરે ત્હારી સાસરી દોહ્યલીરે,
એક મ્હારે શોકયનું સાલ, બીજું વંજ્યાનું મ્હેણલુરે.
ટાળુ ટાળુ શોકયનું શાલ, વંજ્યા બંધાવીશ પારણાંરે;
એકીરે માના બે ચાર, ચારેના કેમ જુજવારે.
એક જમે શાળને દાળ, એકને રડતાં રાબડી નહીંરે;
એકને અવાસ કૈલાસ, એકને રહેવા ઝુંપડી નહીંરે;
એક સૂવે ઢોલીયા તળાઈ, એકને સુવા સાથરો નહીંરે.
એક ઘોડે અસ્વાર, એક પાળો પૂઠે દડબડેરે. ૧૬૫

---

## જાન વીદાય થતી વખતનું ગીત.

અમે દ્રાખ ચારોળીના મેવારે, અમે આવ્યા તે વહુવર લેવારે;
અમે આવ્યાં તે વરની માડીરે, તમે રહેશો તે આંસુડાં પાડીરે.
અમે આવ્યાં તે વરની બેનરે, તમે રહેશો તે એમનાં એમરે;
અમે આવ્યાં તે વરની ફોઇરે, તમે રહેશો તે આંસુડાં લોહીરે.
અમે આવ્યાં તે વરની કાકીરે, તમે રહેશો તે મોઢાં વકાશીરે. ૧૬૬

જીરે ધન્યરે જીવ્યું રે જીયાવર તણું,
જેને દેશાઈ સરખા બાપ, નાણાવટી જાનઇયા બેઠા માંડવે.
જીરે ફટરે જીવ્યુંરે એ છોડી તણું,
જેને કણબી સરખા બાપ, જાફરાવાદી માંડવીયા બેઠા ઓટલે.
જીરે ધન્યરે જીવ્યુંરે જીયાવર તણું,
જેને રાજા સરખા કાકા, નાણાવટી જાનઇયા બેઠા માંડવે. ૧૬૭

———:———

કૂવા કાંઠે કેવડો તે વાયે વાંકો થાયે,
જીયાવરના બાપનો હસ્તિ દોડયો જાયે. જીણા મારૂજી હો રાય.
ત્રાંબાની ટોયલીને કાંદાનો વઘાર,
જીયાવરના બાપ તો દેશના સરદાર. જીણા૦
કાદવની ટોયલીને હીંઘનો વઘાર,
એ છોડીનો બાપ તે દેશનો ઊતાર. જીણા૦
બારડોલી ગામને ચૌટે ગડગડ માફા જાય,
માંહી નાખો ચુંદડી સોવાસેણ સાસરે જાય. જીણા૦
વાંડોલ ગામને ચૌટે ગડગડ માફા જાય,
માંહી નાખો ગોદડી ડોશીએ નાતરે જાય. જીણા૦ ૧૬૮

———:———

**જાન વિદાય થતી વખતે કન્યા પક્ષવાળાંને ગાવાનું ગીત.**

તારાં બેન કર કરીઆળી વીટીરે, તારાં બેન ઠાકોર બાપની બેટીરે;
બાપ તે ધર્મેને પરણાવ્યારે, ધરમના ધરણીયા કરાવ્યારે.
કાકાએ કોડેને પરણાવ્યારે, કોડના કાંટાને ઘડાવ્યારે;
મામાએ પુણ્યે તે પરણાવ્યારે, પુણ્યનાં પાનેતર ઘડાવ્યાંરે.
વીરાએ હરખે તે પરણાવ્યારે, હરખના હારને ઘડાવ્યારે. ૧૬૯

———

ચીંથરીયા વેવાઈ અમને ઘેર વળાવો,
ચરૂરે પહોચ્યા ત્રાંબાકૂંડી પહોચી, નવી વહુને આપીને ઘેર વળાવો.
ખાસડીયા વેવાઈ અમને ઘેર વળાવો,
ઢાલીયા પહોચ્યા તળાઇઓ પહોચી, નવી વહુને આપીને ઘેર વળાવો. ૧૭૦

———:———

સોના રૂપાના ચાર ચરૂરે, એના બાવા ગોસાંઇરે;
અમારા કીયાભાઈ તમે એક જસ લ્યો. એના બાવા૦
પેલારે વેવાઇને દસ ડામ દ્યો. એના બાવા૦
દસ આડા દસ ઊભા દ્યો. એના બાવા૦
ફરતા ફરતી ચોબા દ્યો. એના બાવા૦ ૧૭૧

---

બાપના ખોળા કેમ મેલ્યા, મારાં લાડકડી રળિઆળા ડુંગર તમને વ્હાલેરા લાગે.
સસરાને ખોળે જઈ બેઠાં લાડકડી. રઢિઆળા૦
કાકાના ખોળા કેમ મેલ્યા લાડકડી. રઢિઆળા૦ ૧૭૨

---

પરદેશી પોપટડોરે વાર્યો, વાર્યો તે માંડવા હેઠરે;
આવાં રૂડાં બાપનાં રાજરે લાડકડી, તે તમે મૂકીને જાઓજી.
આવાં રૂડાં કાકાનાં રાજરે લાડકડી, તે તમે મૂકીને જાઓજી. ૧૭૩

---

ચાંદોરે કેડઇ ઊગીયોરે, ઊગ્યો ઊગ્યો મ્માજમ રાત;
ચાંદે કીધાં ચાંદરણાંરે, પહોળીને પરસાલ.
સાજન સૌ કો દેખતાં, જીયાવર જીતીને જાય;
એક પરણ્યોરે બીજો આદર્યો, ત્રીજાની ખાધીરે ખાંડ.
એ વાત જૂઠી હોય તો, દુશ્મનનાં વાઢોને નાક;
લોક બેસતાંરે ઓટલે, કરતાં એ વરની વાત.
તીણીને તરેણી તીણી, પરોણાની આર;
ખોશીશ દુશ્મનને હૈયેરે, નહિ બોલે બીજીરે વાર.
કીયા ગામને ચૌટડે, માગી ના મળે છાશ;
એરે પીંજારા વેવાઇને, વણ માગે આપી લાંચ. ૧૭૪.

---

### વહુ વર ઘેર આવે તે સમયનું ગીત.

જીરે સરસ્વતી સ્વામીને વીનવું, જીરે ગણપતિ લાગુ પાય. સિંદૂરીરે ચુંદડી.
જીરે માસે તે કાંતીરે કોકડી, જીરે છ માસે કાંત્યુ પાસેર. સિંદૂરીરે ચુંદડી.
જીરે વાણો વણ્યો છે રે માળવે, જીરે તાણો પૂર્યો ગુજરાત. સિંદૂરીરે ચુંદડી.
જીરે રંગરેજ વાડેરે હું ગઈ, જીરે રંગરેજ બોલ્યા બોલ. સિંદૂરીરે ચુંદડી.

જીરે આવોને બેન બેસો ઓટલે, જીરે કેવી પડાવશો ભાત. સિંદૂરી૦
જીરે પાલવે હસ્તિને પુતળી, જીરે ખાજલીયોની ભાત. સિંદૂરી૦
જીરે કીયાભાઇએ ચુંદડી વસાવઈ, જીરે કીયાભાઇએ ખરચ્યા દામ. સિંદૂરી૦
જીરે ઓઢી પહેરી નવી વહુ સંચર્યાં, જીરે પૂછે નગરના લોક. સિંદૂરી૦
જીરે કીયાભાઈ કેરીરે બેટડી, જીરે કીયાભાઈ કેરી કુળ વહુ. સિંદૂરી૦
જીરે કીયાભાઇ કેરીરે બેનડી, જીરે કીયાભાઈ કેરી ઘરનાર. સિંદૂરી૦ ૧૭૫

---

### વહુ વર બારણે ઊભાં રહે તે સમયનું ગીત.

જસોદાજી પૂરણ ભાગ્ય તમારાંરે, બારણે વહુવર ઊભાં સારાંરે;
પોંકી લ્યો વહુવરને ઘરમાંરે, કાંકણ ખળકેરે એના કરમાંરે.
છળકતી વહુ ને છોગાળો આવેરે, વાસુદેવના મંદિરમાં સોહાવેરે;
જસોદાજી ભર્યારે ભંડાર ઊઘાડોરે, વર વહુને સોળે શણગાર પ્હેરાવોરે. ૧૭૬

---

### માતાએ વધામણું દે તે સમયનું ગીત.

ઊગતા સૂરને વધામણાં દીજેરે, જો ઘેર લક્ષ્મીની વૃદ્ધિ કીજેરે;
ઊગતા સૂરને માંડોને પાટરે, અખંડ એવાતણ નવી વહુનાં ઘાટરે.
ઊગતા સૂરને માંડોરે બીડાંરે, અખંડ એવાતણ જીયાવરનાં ટીલાંરે;
ઊગતા સૂરને માંડોને માંચીરે, અખંડ એવાતણ નવી વહુની ગાઠીરે. ૧૭૭

---

### મંદિરમાં આવે તે પ્રસંગનું ગીત.

ડગે ડગે ભાચે ભરે, ગોપીનાથના મહોલ ઢૂંકડારે;
કંસારો નગર મોઝાર, કોડીયાં તરભાણાં લેઈ આવે રે.
કોડીયાંરે મારા ગોપીનાથને કાજ, તરભાણાંરે સર્વે દેવનાંરે;
ગાંધીયડોરે નગર મોઝાર, ફોફળ લેઈ આવજેરે,
શ્રીફળ મારા ગોપીનાથને કાજ, ફોફળ લ્યોરે સર્વે દેવતારે;
માળીયડોરે નગર મોઝાર, ચોસેરાં લેઈ આવજોરે;
ચોસરાં મારા ગોપીનાથને કાજ, હાર લ્યો સર્વે દેવતારે. ૧૭૮

---

### વધામણું દેતી વખતનું ગીત.

વિઠ્ઠલવાડીએ ઊતર્યા, આનંદશુંરે, બાઈ વરત્યો જય જયકાર, મન ગોવિંદશુંરે.

રૂકિમણીને જાયરે વધામણી, આનંદશુંરે, બાઈ આવ્યા જગદાધાર. મન૦
કેવા છે હરિ કેવડા, આનંદશુંરે, નાના છે હરિ નખ જેવડા, મન૦
અધવચ શામળ રૂપ, આનંદશુંરે, કેડે કટારાંરે વાંકડાં, મન૦
હરિની દશે આંગળીએ વેઢ, આનંદશુંરે, કશી શેલે શ્રીહરિએ કેડ, મન૦૧૭૯

---

## વધામણું દેરાને ઘેર આવે તે પ્રસંગનું ગીત.

મારે ધન્ય ધન્ય દહાડોરે આજનો, મારે ગોવિંદજી ઘેર આવીયા;
કંઈ ઊંચલાં કરોરે દેવ આંગણાં, કંઈ નિચલી કરોરે પરસાળ.
આજ મારે આંગણુલે.
સોનાના સૂરજ ઊગીયા, મોતીયડે વરસ્યા મેહ. આજ મારે આં. ૧૮૦

---

આજ મારે ઘેર રામ રમે રે, રામ રમેને સૌને ગમેરે;
સૌને ગમે ને દીવડા બળેરે, દીવડા બળેને રત્ન ઝરેરે.
અણચિંતવ્યા આવ્યારે મારે આંગણે,
આજ મારે ઘેર રામ રમેરે, રામ રમેને સૌને ગમેરે;
એનેરે સોએ જીયાવર જાયા, પનોતાંરે નવી વહુ આવેરે.
આજ મારે ઘેર રામ રમેરે, રામ રમેને સૌને ગમેરે. ૧૮૧

---

વીરા રણજણ પાકીરે બોર, ઊપર આંબલા;
વીરા કીયાભાઈ ચઢેરે હિંદોળે, કેઈ બેન ખોળા ધરે.
વીરા હળવે હળવે હિંદોળ, ફાટી ગઈ ચુંદડી;
બેન ફાટે તો ફાટતી મેલ, અવર ભલેરડી.
બેનને આંણુંરે દક્ષણી ચીર, ચોળી ચાંપાવરણી;
વીરા ઘોઘાનો ઘોડો અણાવ, નવરંગ ચાબખો,
વીરા રણ જણ વેલ જોતરાવ, ગાદી મશરૂ તણી.
વીરા એમ કરી બહેન વળાવ, સાસર વાસણે;
વીરા નિત્ય નવાં પગરણ માંડય આવું મૈયરડે. ૧૮૨

---

## રન્નાદે વિદાય કરતી વખતનું ગીત

સમીરે સંધ્યાયે નીસર્યા, દેવ કયાં જઈ વસશો;

વસશુંરે ચાચર ચૌટડે, વસશું ગોલિકા માંહે.
વસશું આંબલા આંમલી, વસશું નવી વહુને ઓરડે. દેવ કરોરે કલ્યાણ. ૧૮૩

---

### વિદાય કરીને આવતાં ગાવાનું ગીત,

રહોરે રન્નાદે પરોણુલાંરે, રહીને તે કરો રળિઆમણાંરે,
રહો મારે આજનો દિન, રહિને તે કરો રળિઆમણાંરે. ૧૮૪

---

### આર્તિ દેવા બેસવાના પ્રસંગનું ગીત.

પાને ફૂલે ભરી છાબતો, અગરની દાબડીરે;
આદિતને જમવાનો વાર, રાંદેલે રાંધ્યાં રાંધણાંરે.
બાસટ દીધારે વધાર, ચોસટ રાંધ્યાં રાંધણાંરે;
ઊઠોરે સ્વામી ભોજન કરો, હુંય ઉતાવળીરે,
આદિતને ચઢી છે રીસ, રાંદેલ માર્યા સોટીયેરે;
રાંદેલને ચઢી છે રીસ, મૈયર ચાલ્યાં રૂશણેરે.
લીધાંરે આંગલાં લીધી ટોપી, રામૈયા લીધાં પારણાંરે;
દીયેર મનાવાને જાય, ભાભીરે કેવાં રૂષણાંરે.
તમ વિના સુનારે અવાસ, રામૈયા સુનાં પારણાંરે;
તમ આવ્યે વસેરે અવાસ, રામૈયા વસે પારણારે. ૧૮૫

---

### આરતી.

નાળીએર દીજેરે વિપ્રને, છોરૂડાને કાજ રન્નાદે;
જોશેણુ જોશીને વારીયારે, એ ઘેર જોશના જોશ રન્નાદે.
એ ઘેર વાંજીયડા વસે, કણુવટ અપવિત્ર હોય રન્નાદે;
એ ઘેર વાંજીયડા વસે, ચણ્ણાં ચારો નવ પામે રન્નાદે.
રડતી રસમસતીરે નીસરી, જઈ ઉભી સરોવર પાળ રન્નાદે.
ભર્યારે સરોવર સૂકાઇ ગયાં, બગલા દે છે શાપ રન્નાદે.
રડતી રસમસતી નીસરી, જઈ ઉભી આંબલા ડાળ રન્નાદે.
ફળ્યો ફૂલ્યો આંબો સૂકાઈ ગયો, કોયલ દેછે શાપ રન્નાદે.

રડતી રસમસતી નીસરી, જઈ ઉભી બાપ અવાસ રન્નાદે.
બાપે અવાસ ના ઊઘાડયા, માડીએ ના કહ્યાં મા પેટ રન્નાદે.
બેન ના બેઠાં ગોઠડી, સૈયરે ના પૂછી બે વાત રન્નાદે.
ભાભી ના લાગ્યાં પાલવે, વીરાયે ના પૂછ્યા સમાચાર રન્નાદે.
રડતી રસમસતી નીસરી, જઈ ઉભી સાસરા અવાસ રન્નાદે.
સાસુએ દીધાંરે મેંણુલાં, અમકૂળ વહુવારૂ વંજા રન્નાદે.
જેઠે તે દીધાં મેંણુલાં, ડેરા સમ અપવિત્ર હોય રન્નાદે.
સાસુએ તે દીધાં મેંણુલાં, રસોઇ અપવિત્ર હોય રન્નાદે.
દીયેરે દીધાં મેંણુલાં, ભાભી ભુસટીયાના કોડ રન્નાદે.
જેઠાણીએ દીધાં મેંણુલાં, લડતા વાંઝણી કેશ રન્નાદે.
દેરાણીએ દીધાં મેંણુલાં, ભાભીજી ભત્રીજાના કોડ રન્નાદે.
નણુદે તે દીધાંરે મેંણુલાં ભાભી રાખલડીના કોડ રન્નાદે.
સ્વામીરે દીધાંરે મેંણુલાં, બારગજ જોઇશે કાપડુ રન્નાદે.
તેરગજ કેડનો લાંક રન્નાદે.
પ્રતિ તે મેલીશ પાણુકો, સોડમાં રમશે બે સાપ રન્નાદે.
રડતી રસમસતી નીસરી, જઇ ઉભી મૂળરાજ અવાસ રન્નાદે.
મૂળરાજે આપ્યાં મૂળીયાં, આદિને આપ્યા પાંચ પુત્ર રન્નાદે.
હસતી ને રમતી નીસરી. જઈ ઉભી સરોવર પાળ રન્નાદે.
સૂકાંરે સરોવર લહેરો લે, બગલાએ દીધીરે આશીશ રન્નાદે.
હસતીને રમતીરે નીસરી, જઈ ઉભી આંબલા ડાળ રન્નાદે.
સૂકોરે આંબો લહેરો લે, કોયલ દેરે આશીશ રન્નાદે.
હસતીને રમતીરે નીસરી જઈ ઉભી બાપ અવાસ રન્નાદે.
બાપે અવાસ ઉઘાડીયા, માડી કહ્યા મા પેટ રન્નાદે.
બેન બેઠાં કરવા ગોઠડી, સૈયેરે પૂછી બે વાત રન્નાદે.
ભાભીરે લાગ્યાં પાલવે, વીરાએ પૂછ્યા સમાચાર રન્નાદે.
હસતીને રમતી નીસરી, જઈ ઉભી સસરા અવાસ રન્નાદે.
સસરાએ વાળ્યાંરે મેણુલાં અમકુળ વાધ્યો વંશ રન્નાદે.
જેઠે તે વાળ્યાં મેંણુલાં દેરાસર પવિત્ર હોવ રન્નાદે.
સાસુએ વાળ્યાં મેંણુલાં રસોઇ પવિત્ર હોય રન્નાદે.

જેઠાણીએ વાળ્યાં મેંણુલાં લડતાતે પુત્રવંતી કેશ રન્નાદે.
દીયેરે વાળ્યાં મેંણુલાં પોચ્યા બુસટીયાના કોડ રન્નાદે.
નણુદે તે વાળ્યાં મેંણુલાં પોચ્યા રાખડલીના કોડ રન્નાદે.
સ્વામીએ વાળ્યાં મેંણુલાં, અધગજ કાપડું જોઇશે રન્નાદે.
સવાગજ કેડનો લાંક રન્નાદે.
પ્રતિ તે મેલીશ પામરી. ૧૮૬

—:—

## સાસરે વળાવતી વખતનું ગીત.

હાલો હાલો હાથરણી શણુગારોરે, કેઈ બેનને સાસરે વળાવોરે;
સાસુડી ગાળના દેશેરે, ગાળે તો ગળગળાં થાશેરે.
હાં કહેતાં હુળહુળી જાશેરે, કેઈ બેન તો સડકે સૂકાઈ જાશેરે;
સાસુડી ઠગણીને ધુતારીરે, લેશે બેનના ચીર ઉતારીરે.
કેઈ બેનને શીરામણુ સવેચોરે, કેઈ બેનને બપોરે બે પોળીરે;
કેઈ બેનને સાંજે સાકર ઘોળીરે. ૧૮૭

## માહ્યરામાં બેસે તે વખતનું ગીત.

બાઈ બાણુાસુરને ચિન્તા થાયેરે, હવે મારે નથી કરવો વહેવાયેરે;
સોના સળીએ હીરે જડયું મારૂં પેટરે, રૂડી દીકરી જનમી પણુ દૈવની વેઠરે.
રાજાએ તો વિશ્વકર્માનું ધરીચું ધ્યાનરે, આવ્યા મુનિજન તેને સંભળાવો રાજનરે
મ્હારાજ અમને માહ્યરડું કરી દેશોરે, સામગ્રીમાં જે જોઇએ તે કેશોરે.
રૂષિએ તો મંત્ર ભણીને જળ લીધાંરે, વિધિએ તો માહ્યરડાં કરી દીધાંરે;
થોડે થંભ ઉપર છત્ર કાળારે, ભોંય ભૂલમણું ભોંયરામાં હિંદોળારે.
ફરતો છે ગોખલોને ઉપર જાળીરે, માંહે જડ્યા હિરા રત્ન પરવાળીરે;
વનમાં તો એકલું ના હોય ઝાડરે, એટલે આવ્યાં બાણુાસુરની સણીરે. ૧૮૮

## જનોઈના પ્રસંગમાં ગાવાનાં ગીત.

### પાપડ સેવ વખતનું ગીત.

મુંજીયો ભણી ગણી ઘેર આવ્યોરે, ત્યાંથી જનોઈની સદ લાવ્યોરે;
મુંજીયાના બાપને પીરસોને સેવરે, મુંજીયાનાં જનોઈ જોવાડે તતખેવરે.

મુજીયો ભણી ગણી ઘેર આવ્યો રે, ત્યાંથી સાજનની રઢ લાવ્યોરે;
મુજીયાના કાકાને પીરસો દૂધ કુરરે, મુજીયાનાં જનોઈ જોવાડે જરૂરરે.
મુજીયો ભણી ગણી ઘેર આવ્યોરે ત્યાંથી સાબેલાની રઢ લાવ્યોરે;
મુજીયાના વીરા પીરસો સેવરે, મુજીયાના સાબેલા થઈ આવે તતખેવરે.

---

મુજીયાને કાંને કડી હાથે વીંટી હીરે જડી, મુજીયો જઇ બેઠો બાપને ખોળે ચઢી;
મુજીયાને કાંને કડી હાથે વીંટી હીરે જડી, મુજીયો જઈ બેઠો કાકાને ખોળે ચઢી.
મુજીયાને કાંને કડી હાથે વીંટી હીરે જડી, મુજીયો જઇ બેઠો વીરાને ખોળે ચઢી;
મુજીયો કોણ બહાદુરનો કુંવર બાળોરે, મુજીયો કોણ બહાદુરનો ભત્રીજો બાળોરે;
મુજીયો કોણ બહાદુરનો ભાણેજ બાળોરે. ૧૯૦

---

### જનોઇ દેવા બેસે તે પ્રસંગનું ગીત.

પ્રથમ શ્રી ગણપતિ લાગુજી પાયે,
હરિનાં જનોઇ ગાતાં હરખ ન માયે તો જનોઇ ગાઇએ રામકૃષ્ણનાંરે;
વસુદેવ ને દેવકીજી કરેરે વિચાર તો જનોઈ ગાઇએ રામકૃષ્ણનાંરે.
શું કરીએ રે પુત્ર મોટેરા થયા,
કંસ ત્રાસે જઈ ગોકુળ રહ્યા તો જનોઈ ગાઇએ રામકૃષ્ણનાંરે;
અગીયાર વરસ ગોકુળ ગુપ્ત રહ્યા,
બારમે વરસ મથુરાં પ્રકટ થયાં તો. જનોઈ૦
જોશી તેડાવો ને જનોઇ જોવાડો,
વ્યાસ પ્રેમાનંદ સર્વે તેડાવો તો. જનોઈ૦
હરિહર મુજીયાને પીઠીરે ચોળી,
રામકૃષ્ણજીને બહુ ચઢી સોળી તો. જનોઈ૦

ગોર તેડાવો ને ગોત્રજ મંડાવો,
મૈયારીની પાસે હાથ દેવાડો તો. જનોઈ૦
આદારે લીલા વાંસ વેડાવો,
વસુદેવને બારણે મંડપ રચાવો તો. જનોઈ૦
લીલીરે પીળી ગોરમટી અણાવો,
વસુદેવને બારણે ચોરી રચાવો તો. જનોઈ૦
માશી આવે ને લાડકા લાડુ લાવે,
મામા આવે ને મોસાળુ ચઢાવે તો. જનોઈ૦
જડ ઝલામણ ફોઈ તેડાવો,
ફોઈનાં દાપાં ચૂકવી અપાવો તો. જનોઈ૦
ગંગારે જમુનાનાં નીર અણાવો,
સાવિત્રી ગાયત્રી મળીને નવરાવો તો. જનોઈ૦
ચાર બટુકને જમવા બોલાવો,
દહીં ભાત ઘી ખાંડે ભોજન કરાવો તો. જનોઈ૦
દંડ સાહી પુત્ર બેઠાજી પાટ,
ઉપદેશ આપે વસુદેવ તાત તો. જનોઈ૦
હાથમાં ઝારીને પ્હેરણ સાડી,
ભિક્ષા પીરસો ને તમે દેવકીજી માડી તો. જનોઈ૦
માતારે દેવકીજી ખાવા ખવરાવો,
મગદળીયામાં સાકર ભેળાવો તો. જનોઈ૦
ઢોલ ઢલામણ વાજીત્ર વાજે,
વસુદેવને બારણે અપ્સરા નાચે તો. જનોઈ૦ ૧૯૧

---

ગંગારે જમુનાં વચ્ચે ખણાવોને ખાઈ,ત્યાં બેશીને માતા દેવકીજી ન્હાઈ;
ન્હાઇ અંગોળી પહેર્યારે ચીર, તો તમે જનમ્યા બાવન વીર.
ન્હાઈ અંગોળડી લીધારે લોટા, શ્રીકૃષ્ણ કરતાં બલભદ્ર મોટા;
રામેરે ખેડયા લક્ષ્મણે સીંચ્યા, સતીરે સીતા ભારે લઇ આવ્યાં.

રામેરે વાવ્યા લક્ષ્મણે સીંચ્યા, સતીરે સીતાએ ભાથારે ભર્યા;
અમદાવાદમાં વસેરે કુંવરી, ત્યાં થકી વસુદેવે વ્હેલે બેસાડી આણી.
કાંત કુંવરી ઝીણેલા સૂત્ર, જનોઈ પહેરે માતા દેવકીના પુત્ર;
કાંત કુંવરી ઝીણેલા હીરા, જનોઈ પહેરે બહેન વીજળીના વીરા.
કાંત કુંવરી ઝીણેલા વાગા, જનોઈ પહેરે માતા દેવકીના કાલા;
કાંત કુંવરી ઝીણેલા રેંટ, જનોઈ પહેરે માતા દેવકીનાં પેટ.
કાંતી પીંજીને નેવેરે મૂકયાં, ત્યાં થકી દેવ તેત્રીસ ચોરી ગયા;
આપો જનોઈ દેવના કરો સાસા, જનોઈ વિના મુંજીયાના ઉઘાડા વાસા.
આપો જનોઈ ના કરો ઝઘડો, જનોઈ વિના મુંજીયો દેખાય ગાંડો;
આપો જનોઈ દેવના કરો શોર, જનોઈ વિના મુંજીયો દેખાય ચોર. ૧૯૨

---

સરસ્વતી સ્વામીને વીનવુંરે ગણપતિ લાગુ પાય. સંધ્યારે અતિ રળિઆમણી.
કાશીમાં વિશ્વનાથે સંધ્યારે બાંધીરે, એવી સંધ્યા બાંધો બ્રહ્મચારી. સં૦
પ્રાતઃકાળે મધ્યાકાળે સાયંકાળેરે, ત્રૈણે સમે બાંધો બ્રહ્મચારી. સં૦
જપોરે ગાયત્રિ કેરા મંત્ર, સંધ્યારે અતિ રળિઆમણી.
દેરાસરમાં કીયા ભાઇએ સંધ્યારે બાંધી, એવી સંધ્યા બાંધોરે બ્રહ્મચારી.
ઉકરડામાં કીયા જમાઇએ સંધ્યારે બાંધી, એવી સંધ્યા ના બાંધશોરે બ્રહ્મચારી.
સંધ્યારે અતિ રળિઆમણી. ૧૯૩

---

અંબે અખિલ બ્રહ્માંડ બિરાજો છો.
બહુ ગાજો છો પૂરણ પ્રતાપ, જગત મહીં આપ. પધારો આ અવસરે.
દેવી મંત્ર કે જંત્ર જાણું નહીં,
નવ જાણું વિધિ બહુ જાપ, વિમોચન શાપ. પધારો આ અવસરે.
તમને સેવે સકળ દેવી દેવતા,
વદે વેદ વિષે વિખ્યાત, છો સર્વનાં માત. પધારો આ અવસરે.
અંબે તુજ વિણ નથી કોઈ આશરો,
ચિત્ત રાખીને સુણો મારી વાત, છે માતને તાત. પધારો આ અવસરે.

રાજ રાજેશ્વરી દેવી અંબિકા,
ભવતારિણી જનસુખકાર, જગત આધાર. પધારો આ અવસરે.
વંદુ નમ્ર ભાવે તુજ ચરણને,
શરણે આવી પાડુ છુ પોકાર, લગાડો ના વાર. પધારો આ અવસરે.
મન પત્ર અને શ્રદ્ધા લેખિની,
ભક્તિ રંગે લખે તારો દાસ, રાખી વિશ્વાસ. પધારો આ અવસરે.
વ્હેલાં આવી શોભાવો આ મંડપે,
પૂજુ ચિત્ત લાવી ચરણ પાસ, એ છે મારી આશ. પધારો આ અવસરે.
તેથી મુહૂર્ત્ત વિચારીને આપજો,
તે વેળા હું કરૂં શુભ કામ, હૈયે ધરી હામ. પધારો આ અવસરે.
નવ જાણુ પૂજા વિધિ વિઘ્નમાં,
એક જાણું અંબે ત્હારૂં નામ જેથી થાયે કામ. પધારો આ અવસરે.
માજી મંડપ શોભા વધારજો,
પધારજો ગણેશ ઉત્સંગ, જામે બહુ રંગ. પધારો આ અવસરે.
ગણરાજ ગણેશને લાવજો,
લાવો શંકરને અર્દ્ધંગ, જટા માંહી ગંગ. પધારો આ અવસરે.
તમે દયા કરો અંબે માવડી,
તમે આવોને આજનાં આજ, સદા શિર તાજ. પધારો આ અવસરે.
શરણે આવ્યાની લાજ વધારો છો,
સુધારો છો તેનાં સૌ કાજ, તમે મહારાજ. પધારો આ અવસરે.
અપરાધે મેં લક્ષ વિધિ કર્યા,
તે સ્હામું જોશો નહિ માત, હું જોડું છું હાથ. પધારો આ અવસરે.
દીન દાસ તમારો છું માવડી,
એવું કહેતાં આવ્યાં અકસ્માત, અંબે સાક્ષાત. પધારો આ અવસરે.

---

## જનોઇ પહેરતી વખતનું ગીત.

જનોઈ પહેરે તે નંદ નોંધડીયા, જનોઇ પહેરે તે કુંવર કહોડીલા;
જનોઈ સાવ સોનાએરે ઘડીયું, જનોઇ હીરા માણેકે મ્હડીયુ.
જનોઈ મુક્તા ફળેરે પરોયું, જનોઈ માતા જસોદાયે જોયું;
જનોઈ મોસાળામાં આવે, જનોઈ માંમીને માશી લાવે.
કડછી વતે ભિક્ષા પીરસે માડી, ભિક્ષાં દેહિ બોલે બ્રહ્મચારી;
બ્રહ્મચારી થયા ભગવાન, દંડ સોહીએ જમણી ખાંધ.
નાક સાહીને ધરીયું ધ્યાન, આસન વાળી બેઠા ભગવાન;
જનોઇ પહેરે તે શામળે અંગે, જનોઇ પહેરે તે ડાબી ખાંધે.
સંધ્યા બ્રહ્માજીરે ભણાવે, રૂષિ સહસ્ત્ર ઇઠયાશીરે આવે;
સંધ્યા ત્રણે કાળની બાંધી, એક લટ શીખાનીરે બાંધી.
સંધ્યા બાંધીને લીધીરે તાળી, હસવા લાગી વૃજનીરે નારી;
આતો કૌતુક સરખુરે લાગે, કહાન દાણ દધિનુંરે માગે.
જનોઇ જોવા જસોદા તેડે, ઉભાં દેવકી આંગણા હેઠે;
વાગે પંચ શબ્દ ને ઢોલે, ત્યાં તો માનિની મંગળ બોલે,
વાગે નોબત ને નિશાન, બડવે ચડયા શ્રી ભગવાન. ૧૯૫

---

લીલી ટોપીરે બ્રહ્મચારી ભરત ભરી, મૂકી છે માંડવા હેઠ.
બ્રહ્મચારી મઠ લેઇ રહ્યા,
ઓઢી પહેરી મુંજીયો નિસર્યો, પૂછે નગરના લોક.
મુંજીયાનીરે ટોપી કયાં ભરી, અમારા બાપજી વહેવારીયા;
મુંબાઈ શહેર વહાંણ પુરાવીયાં, મુસાફરીએ ભેટ મોકલ્યાં. ૧૯૬

---

## બડવો મનાવવા જાય તે વખતનું ગીત.

વળો વળો બાલુડા કોણ મનાવે, વળો વળો બાલુડા બાપ મનાવે;
બાપ મનાવે ને જનોઇ જોવાડે, વળો વળો બાલુડા કાકા મનાવે.

કાકા મનાવે ને સાજન લેઈ આવે, વળો વળો બાલુડા કોણ મનાવે;
મામા મનાવે ને કેડે બેસાડે, કેડે બેસાડીને ઘેર જ આંણે. ૧૯૭

---

### બારણે આવીને ઊભો રહે તે વખતનું ગીત.

જસોદાજી પૂરણ ભાગ્ય તમારાંરે, બારણે બ્રહ્મચારી ઉભા સારારે,
પોંકી લ્યો બ્રહ્મચારીને ઘરમાંરે, બ્રહ્મચારી કીયા ભાઇના કુંવરરે;
બ્રહ્મચારી કીયા ભાઈના દોહિત્રારે, બ્રહ્મચારી કીયા ભાઈના ભત્રિજારે.૧૯૮

---

### બડવો મનાવીને આવે તે સમયનું ગીત.

મુંજીયો સોનાની ગેડીરે, મુંજીયો સોનાનો દડોરે;
મુંજીયો ચાચરે રમવાને સંચર્યોરે.
આભ છાયોરે એને આભલીયેરે,
મુંજીયો છાયોરે એને માંમલીયેરે;
એના કાકાજીને સૌ કોઇ જાણેરે,
એના મામાજીને રાજા રાયમલ વખાણેરે. ૧૯૯

---

### જડ ઝાલતી વખતનું ગીત.

જડ ઝાલો જડ ઝાલો રે ફોઈ,
જડ ઝલામણ બાપ, આપશે મુંજીયાજીના બાપ.
જડ ઝલામણ આકા, આપશે મુંજીયાજીના કાકા;
જડ ઝલામણ હીરા, આપશે મુંજીયાજીના વીરા.
જડ ઝલામણ આંબા, આપશે મુંજીયાજીના મામા;
જડ ઝલામણ સાડી, આપશે મુંજીયાજીની માડી. ૨૦૦

---

## સીમંત સમયનાં ગીત.

એક વચન તમે શુણો ઘેનના સસરા, શુણો ઘેનના સસરા.
લંકાગઢ વહાણ પુરાવો, લંકાગઢ થકી સોનાં અણાવો, સોનાં અણાવો.
વેગે મોડ ઘડાવો,
એક વચન તમે સુણો ઘેનના કાકાસસરા, શુણો ઘેનના કાકાસસરા.
અડમજ વહાણ પુરાવો, અડમજ થકી હીરા અણાવો, હીરા અણાવો;
વેગે મોડ જડાવો,
એક વચન તમે શુણો ઘેનના જેઠ, શુણો ઘેનના જેઠ;
સિઘેર વહાણ પુરાવો, વહાણ પુરાવો, સિધર થકી મોતિ અણાવો.
વેગે મોડ પોવાડો,
એક વચન તમે શુણો ઘેનના દિયેર, શુણો ઘેનના દિયેર;
પાટણ વહાણ પુરાવો, પાટણ થકી પટવા તેડાવો, પટવા તેડાવો.
વેગે મોડ ગંઠાવો,
ક્યાં બેશી ઘડીયો ને ક્યાં બેશી મઢીયો;
ક્યાં બેશી મોડ પોવાડયો.
ઊંચી મેડીએ ઘડીયો ને નિચી મેડીએ મઢીયો,
પરસાળે મોડ પોરવ્યો.
કીયા ભાઇએ ઘડીયો ને કીયા ભાઈએ મઢીયો,
કીયા ભાઈએ મોડ પોરવ્યો.
મોડ પહેરીને ઘેન આવે ને જાયે, ઘેનના તે સસરાજી રાજીરે થાયે;
રળિઆત થાયે,
મોહન ઘેન પોચે સારંગી, મોડ પેરીનેરે મોડાંરે નીસર્યાં. ૨૦૧

---

સાંકડી શેરીમાં આવતાં જાણીને હરખ્યાં, તે રૂકિમણી રાણીરે.
મોહન ઘેન ઝુમખડું.
મેં જાણ્યું મારી બેનરે આવે ને આવે જોબન રાયે નણદી;
નણદર આવતાં જાણીને ભાભીએ મોં મચકોડયાંરે. મોહન ઘેન ઝુમખડું.

મોં મચકોડી ભાભી ઘરમાંરે પેઠાં, નણદી ઊભાં તોડા બહારરે,

મોહન ઘેન ઝુમખડુ.

ક્યાં ગયો કાનુડો વીર ને ક્યાં ગયો ગાયનો ગોવાળરે.

મોહન ઘેન ઝુમખડુ.

હું શું જાણું તારો કાનુડો વીર, નિત્ય ઊઠી જાય ગોકુળ ગામરે;

મોહન ઘેન ઝુમખડુ.

એટલે તે આવ્યો કાનુડો વીર, કેમ બેન ઊભાં ટોડા બ્હારરે.

મોહન ઘેન ઝુમખડુ.

કોંણ વઢયુને કોંણે ગાળજ દીધી, નથી વઢયાને નથી ગાળજ દીધી;

ભાભીએ મોં મચકોડયાં,ભાભી ભાભીને મૈયેર વળાવોનેતમેરહો અહીંયાંરે.

ભાભી ભાભીને ઘેર જ શોભે, અમને સાસરીએ વળાવો,મોહન ઘેન ઝુમખડુ.

સાત સાડીને બાર કાપડાં જોઇશે, એમ કરીને બેન વળાવો.

મોહન ઘેન ઝુમખડુ.૨૦૨

---

હાથમાં કાંશકડી ને ખસવટ નાડાં, માથુ ગૂંથાવવા ઘેન ચાલ્યાં;

એરે નગરમાં કોઈ ગૂંથી ન જાણે, ગૂંથાર્વી ન જાણે.

ગૂંથી જાણે ઇન્દ્ર રાણી, ઈન્દ્ર રાણી કહીએ મારા કીયા ભાઈની રાણી;

તેણે મારી ઘેન શણગારી, હાથમાં દાબડલાને ખસવટ ઘરેણાં.

ઘરેણાં પહેરવાને ઘેન ચાલ્યાં,

એરે નગરમાં કોઈ પેરી ન જાણે, પેરાવી ન જાણે;

પેરી જાણે ઇન્દ્રરાણી, ઇન્દ્રરાણી કહીએ મારા કીયા ભાઇની રાણી.

તેણે મારી ઘેન શણગારી. ૨૦૩

---

રંગ ચોળ રંગ ચોળ, રંગમાં ભર્યાંરે કપુર;

મોઅ લવિંગ સોપારી દોડા એલચી,તમ લાધુ તમ લાધુ માડી જાયાવીર.

મારી વરધે તે વહેલા પધારજો,

બેનીએ મોકલ્યા બેનીએ મોકલ્યા, કાગળીયાં બે ચાર;
ચણોઠીના ચીર મારે જોઇશે.
બેનરે કહેતો બેનરે કહેતો, રાતાં ચીર મૂલવો;
વીરા રાતોરે વીરા રાતો, કુંકુમનો છોડ ચણોઠીના ચીર મારે જોઇશે.
વીરે શોધ્યાં વીરે સોધ્યાં, તે સુરત શહેર. ચણોઠીના૦
બેનરે હાટે બેનરે હાટે પડી હડતાળ, ચણોઠીના ચીર ત્યાં નહિ મળ્યા.
એટલે આવ્યા એટલે આવ્યા મારી નણદીના વીર.
ચણોઠીના ચીર મારે લાવીયા.
ગોરી પહેરો ગોરી પહેરો, ઓરડીઆમાં જાઓ, શોભા દે તમારા માડી જાયાવીર.
હું તો પહેરૂં હું તો પહેરૂં તે માંડવા હેઠ, શોભા દેવું મારા નણદીના વીર;
ચણોઠીના ચીર મારા લાવીયા. ૨૦૪

---

ફાગણ માસે વસંતના દહાડા, ઘરમાં વહુવારૂએ લીધા છે રહાડા;
ધેન કહેતીરે હું તો કંઇએ ન જાણું, છઠ્ઠી આંગળી પર નાવલો નચાવું.
ધેન કહેતીરે મને વાનારે ગોળા, વાના ગોળાએ ભરાવ્યા ખોળા;
ધેન કહેતીરે મને વાનીરે અરજ, વાની અરજે કરાવ્યા ખરચ.

---

ધેન કહેતીરે હું તો કંઇએ ન જાણું, ચાલતાં ગાડાનું પૈડુરે તાણું;
ધેન કહેતીરે મને હાથે પગે કુટ, નાની બાઇ નણદીએ લીધી મારી પૂઠ.
વાશીદાં વાળતાં વહુવારૂ દિસેરે રૂડાં, પડયુ આખડયુ છેડે બાંધેને લક્ષણ ભૂડાં;
રાંધણું રાંધતાં વહુવારૂ દિસેરે રૂડાં, ખાટુ ખારૂ ચાખી જુએ તે લક્ષણ ભૂડાં.
ખાધાનું કંઇ નહિ પણ બોટયુ કહેવાયરે, મણિ વહુની ચતુરાઇ ત્યાં વગોવાયરે;
ભેંસ દોહતાં વહુવારૂ દિસેરે રૂડાં, વાડકે વાડકે દૂધ પીયે તે લક્ષણ ભૂડાં. ૨૦૫

---

## કંકોત્રી.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેન વીરા વ્હેલા આવજો;
દેવ દુંદાળાને લાવજો, એ છે પારવતીના પુત્ર. વીરા વ્હેલા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, તમો આવ્યે થશે સુખચેન; વીરા વ્હેલા૦
ભાઇ ભત્રીજા સર્વે શોભાવે છે, છે પવિત્ર પિતા વાસુદેવ. વીરા વ્હેલા૦
જગત્ જનેતા દેવકીને રોહિણી, આવજો સર્વે મળી તતખેવ; વીરા વ્હેલા૦
પનોતો પીયેર પરિવાર છે, જોતાં વાધે છે ઝાઝો સ્નેહ. વીરા વ્હેલા૦
દુઃખ જાશે સૌનો દેહ દેખતાં, દેશ દેશમાં વખણાશે તેહ; વીરા વ્હેલા૦
ભયભંજન મારી ભાભીયો, સોહસસ્ત્રને એક સો સાઠ. વીરા વ્હેલા૦
રૂડી રૂકિમણીરે રેવતી, જુઓ ઠાકોરજી કેરા ઠાઠ; વીરા વ્હેલા૦
વેદવંતા વિપ્ર સાથે લાવજો, બીજી વરણ ઊત્તમને અપાર, વીરા વ્હેલા૦
સંગે જાદવ સર્વને લાવજો, ભવજળના તારણ સુખકાર. વીરા વ્હેલા૦
મેં તો પ્રેમશું પગરણ માંડીયાં, રૂડો યગ્ન રચ્યો રાજ સોય; વીરા વ્હેલા૦
પાંચ પાંડવ જે વીરા તમ તણા, તેનું જેમ કલ્યાણ હોય. વીરા વ્હેલા૦
તમ વગર મારે તો કોઈ નથી, ધર્મવંતને ગુણના છો ધામ; વીરા વ્હેલા૦
વીરા વેગે વ્હેલારે પધારજો, તમ આવ્યેથી સરશે કામ. વીરા વ્હેલા૦
એક જીભ્હાએ કેમ કરી વર્ણવું, શેષ સરખા ન પામે પાર; વીરા વ્હેલા૦
થોડું કરાવ્યું ઘણું કરી માનજો, છોજી નોંધારાના આધાર. વીરા વ્હેલા૦
વાંચી પત્રીને વહેલા પધારજો, કોડે કુટુમ્બ લેઇને સાથ; વીરા વ્હેલા૦
કંકોતરી લખીને કહાવીયું, આપ પવિત્ર છો વિશ્વનાથ. વીરા વ્હેલા૦
મારા સસરાને ડગલાને ટોટીયો, મારી સાસુને દખણીના ચીર; વીરા વ્હેલા૦
મારા જેઠને લાવો જોડ ધોતીયાં, જેઠાણીને જાદરના ચીર. વીરા વ્હેલા૦
મારા દીયેરને લાવો વીરા પામરી, દેરાણીને છાયલ અમૂલ્ય; વીરા વ્હેલા૦
મારી નણદીને લાવો વીરા ચુંદડી, નણદોઇને પહેરવા ગુલ. વીરા વ્હેલા૦
મારી ઘેડીને લાવો વીરા ઢીંગલા, કુંવરીયોને રાતડી મોડ; વીરા વ્હેલા૦
મારા કુટુમ્બને લાવો કાંચળી, પડોશીને નાળીએર જોડ. વીરા વ્હેલા૦
મારે અરથે લાવો વીરા ઘરચોળાં, માથે બત્રીશ ભમરીનો મોડ; વીરા વ્હેલા૦
વીરા ઘરમાં ધણીને ઘોડો હંસલો, જેનાં મોતીડે જડિત્ર પલાણ. વીરા વ્હેલા૦

વીરા એટલી સંપત હોય તો આવજો, નહિ તો રહેજો તમારે ઘેર;વીરા વ્હેલા૦
મારા જેઠ જેણાણી સોતા આવી, એક ના આવ્યો માડી જાયો વીર;વીરા વ્હેલા૦
હું તો ઉંચી ચઢુને હેઠી ઉતરૂ, હું તો જોઉ મારા વીરાની વાટ. વીરા વ્હેલા૦
વીરો ક્યાંરે ગાજયોને ક્યાં ગડગડયો, ક્યાં વરશ્યો આષાઢી મેહ; વીરા વ્હેલા૦
મારી નણદી મશ્કરી બોલીયાં, ભાભી ના આવ્યો તમારો વીર. વીરા વ્હેલા૦
મારા દિયર વધામણી લાવીયા, ભાભી આવ્યા તમારા વીર; વીરા વ્હેલા૦
વીરો કુંવારીકા ગાજ્યોને ગોકુળ ગડગડયો,હસ્તીનાપુર વરશ્યો મેહ.વીરા વ્હેલા૦
હવે રણમાં તે ભાલા ઝળકીયા, વળી ઝળકીયાં ગોરડીનાં શીંગ, વીરા વ્હેલા૦
હવે ઝળકયાં વીરા માથે મોળીયાં, હવે ઝળકી ભાભી માથે છાબ; વીરા વ્હેલા૦
વીરો આવ્યોને વાડીએ ઊતર્યો, મારી બેનીને તેડવા જાઓ. વીરા વ્હેલા૦ ૨૦૬

—:—

કહોરે પીઉડા લંકાગઢ વહાંણ પુરાવો, કહોરે પીઉડા ત્યાં થકી સોનાં અણાવો;
કહોરે પીઉડા તેનાં મને દરશનીયાં ઘડાવો, કહોરે ગોરી કોનાં જોઇને રઢ લાગી.
કહોરે પીઉડા કીયાભાઈની ગોરીને દરશનીયાં,કહોરે પીઉડા તેનાં જોઇને રઢ લાગી,
કહોરે ગોરી મારે માથે બાપ બિરાજે,કહોરે ગોરી દરશનીયાં ઘડાવતાં લાગ લાગી.

———

૨૦૭

જીરે સરસ્વતી સ્વામીને વીનવુ,
ગણપતિ લાગુ પાય, મારી માનો રંગાવેલો પોમચો૦
મને પીળા પોમચાની હોંસ. મારી માનો૦
બેન પેટી ભરી સારી સાડીઓ,
બેન મનડાં ગમે તેવા લ્યો. મારી માનો૦
બેન પેટી ભરી સારાં લ્હેરીયાં,
બેન મનડા ગમે તેવાં લ્યો. મારી માનો૦ ૨૦૮

———

હાંરે પીઉડા લંકાં વહાણ પુરાવો, ત્યાં થકી સોનાં અણાવો;
તેની મને અંગુઠડી ઘડાવો, અંગુઠડી પહેરી ઘેન દાતણ કરવા બેઠા.

એટલેને નાની બેન નણંદ ત્યાં આવ્યાં, ભાભી અંગુઠડી કયાં થકી લાવ્યાં;
એ તો મારા કાકાએ કરાવી, એ તો મારા બાપાજીએ મઢાવી.
એને વીરાયે મોતિ બંધાવ્યાં, ભાભી જાૂઠુ આ શું બોલો;
એ તો મારા વીરાજીનાં કામ, એ તો મારા બાપના દામ. ૨૦૯



સાત સૈયેર પાણી ભરેરે, વચલી સૈયેરને હાથે કૂમતુરે;
ઘેનના તે સસરાજી રાતે પોર ગયાતા, રાતે પોરના ચૌટમાં પટવોરે રહે છે.
હાંરે હાંરે પટવાનું મોડાતીના બાપ, કુમતું લેઈ આવજો રાતા રંગનુંરે;
રાતે કૂમતે હું તો રાતી દેખાઉ, મારે જોઇએ લીલા રંગનુંરે.
ઘેનના તે કાકાસસરા લીલાપોર ગયાતા, લીલાપોરના ચૌટામાં પટવોરે રહે છે;
હાંરે હાંરે પટવાનું મોડાતીનો કાકો, કૂમતું લેઈ આવજો લીલા રંગનુંરે.
લીલે કૂમતે હું તો લીલી દેખાઉ, મારે જોઇએ પીળા રંગનુંરે;
ઘેનના તે સસરા પીળેપોર ગયાતા, પીળેપોરના ચૌટામાં પટવો રહે છે.
હાંરે હાંરે પટવાનું મોડાતીનો મામો, કૂમતું લેઈ આવજો પીળા રંગનુંરે;
પીળે કૂમતે હું તો પીળી દેખાઉ, મારે જોઇએ ધોળા રંગનુંરે. ૨૧૦



એના ઘરમાં ઝાજા સૌનેયા, એના ઘરમાં ઝાજા રૂપૈયા,
તેઓને ઘડાવો ઘેનના મોતીશા.
એના પરઆણમાં પાન છે, એની દીકરીઓને માન છે;
તેઓને ઘડાવો ઘેનના મોતીશા.
એના વાડામાં કેળ છે, ભાઈ ભાઇને મેળ છે;
તેઓને ઘડાવો ઘેનના મોતીશા.
એના ખોળામાં ખારેક છે, ઘેનના સસરા પારેખ છે;
એના ઘરમાં નથી સોનૈયા, એના ઘરમાં નથી રૂપૈયા,
કયાંથી ઘડાવે ઘેનના મોતાશા.
એના પરીઆણમાં નથી પાન, નથી દીકરીઓને માન;

ક્યાંથી ઘડાવે ઘેનના મોતિશા.
એના મોટા મોટા ઓટલા, એના ઘરમાં નથી રોટલા, ક્યાંથી ઘડાવે૦
એના ઘરમાં નથી કળશીયા, બારણે બેઠા ગરાશીયા. ૨૧૧

---

### પાપડ સેવનું ગીત.

સ્હાંમા સ્હાંમી ઓરડા લટકણ બનડાજી,
મારા ચોક વચ્ચે રૂડાં દ્રાક્ષના છોડ, મોતિમેરે રતન જડયાં;
મારા જીયાવરરે દ્રાખ વીણી ખાય. મોતિ૦
એના ચોક વચ્ચે રૂડા મહુડાના કાચસે રતન જડયાં;
તારી લાડકડીરે મહુડાં વીંણી વીંણી ખાય. મોતિ૦
કીયા ભાઈ સૌ કરે લટકણ બનડાજી,
કીયા ભાઇનાં મોટેરાં નામ લટકણ બનડાજી;
બારણે ઘોડલા હણહણે લટકણ બનડાજી,
મોર કરેરે કલોલ. મોતિ૦
કીયા વેવાઈ કીયા વેવાઈ કરે, લટકણ૦
કીયા વેવાઇનાં નાનેરાં નામ. લટકણ૦
બારણે ગધેડાં હણ હણે, લટકણ૦
કૂતરાં કરેરે બકોર. મોતિ૦ ૨૧૨

---

### ઘેન નાહીને આવે તે પ્રસંગનું ગીત.

નાહીને ઉઠયાંરે રતિ વહુ, પેર્યા પેર્યા જાદર ઝાજાના ચીર; ઘેનને વળાવીયે.
જાદર હીરનીરે કાંચળી, લાવ્યારે સહોદર વીર, ઘેનને૦
સોળ સહસ્ત્ર મળી સુંદરી, ગોરી નમણાં લેરે સોવાસણ ચાર; ઘેનને૦
ગંગારે જમુનાં ગોદાવરી, અણાવો ત્રિવેણીનાં નીર. ઘેનને૦૨૧૩

---

'હસ્તિનાપુર થકી પત્ર જ આવ્યું, વાસુદેવે તે પોતે વંચાવ્યું;
મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ.
વીરા મારા મોકલોરે મોસાળુ, માતા દેવકી કહે તત્ક્ષણ જાવું;
પરબ્રહ્મે મોકલ્યુંરે મોસાળુ, સુંદર વરે મોકલ્યુંરે મોસાળુ.

બલભદ્ર બંધવનીરે જોડ, તમે તેડી ચાલો રણછોડ;
જેમ પહોચે બેનીજીના કોડ. વીરા પરબ્રહ્મ૦
તેડી ચાલો ઊદ્ધવ અક્રૂર, સાથે જાદવ સઘળારે સૂર;
નથી હસ્તિનાપુર કંઈ દૂર. મોહનજી વીરા૦
મારા વીરાજી આવ્યારે કોડે, મેં તો નાળીએર વધેર્યાં જોડે. વીરા મોહન૦
મારા વીરાજી આવ્યારે ખડકી, મારી દૂઝણી ભેંશોરે ભડકી; મોહન પરબ્રહ્મ૦
મારા વીરાજી આવ્યારે વનમાં, હું તો રળિઆત થઈ મારા મનમાં. વીરા સુંદર૦
મારા સાસુને નણદ દૂભાવી, મેં તો સટકલે સેવ ઓસાવી;
મારાં જમશે તે ભાઈ ભોજાઈ વીરા૦
મારી માડીનો જાયોરે જેઠી, મોસાળામાં લાવ્યારે પેટી; વીરા૦
મારી માડીનો જાયોરે આવે, મન ગમતાં મોસાળાં લાવે. વીરા પરબ્રહ્મ૦
મારા ચરૂએ તે તાતાંરે પાણી, નવરાવું વીરાજીની રાણી; વીરા૦
વિધ વિધ વસ્ત્ર લીધાં અતિસાર, ચંર ચુંદડીને મુકતાફળ હાર,
બીજા સાથે લીધા શણગાર. વીરા મોહન૦
આવી પહોચ્યા છે અંતરજામી, ત્યાં તો ધર્મ રાહ્યા શીરનામી;
મળ્યા મહેતા નરસૈયાના સ્વામી. મોહન પરબ્રહ્મ૦ ૨૧૪

---

## ધેન ગણપતિની પૂજા કરવા બેસે તે વખતનું ગીત

સરસવતી સ્વામીને વિનવું, ગણુપતિ ચરણે હું નમુ
બેઠાં પ્રદ્યુમ્નને રતિરાણી, કરે ખોળા તણોરે વિચાર
રતિ વહુને પૂછે રાણી રૂકિમણી, વહુવર સારેવાનેરે અણુમના.
મારી સાસુજી આગળ કહેતાં લાજુ, મને ફેર ઉલટ આવે ઘણી.
એક માથાની શીશે નિદ્રારે ના આવે, મને ઉંઘ આળસ આવે ઘણી.
વહુવર કેરાં વચન શુણીને, આનંદ પામ્યાં રૂકિમણી.
ઉગ્યો સોળકળા ચંદ્ર પુનેમ, મુખ કમળ જાણે પદ્મિની
હૈયે હર્ષ કરીને વાતજ કરૂ, તમે સાંભળો સારંગપાણી.
આપણી રતિરે વહુને સીમંત આવ્યું, સ્વામી આપણે ઘેર સોહલો,
સોનાં મંગાવો નવલા ઘાટ ઘડાવો, આપણી રતિ વહુને પહેરાવીયે
પકવાન પડાવોને મંદિર ધોળાવો ગોરીને ગોખે રતન જડાવીયે.

મૃગનયતીને મૈયેર જાણુ કરાવો ઘેનના બાપને લખોરે કંકોતરી,
એક કાકોરે લખજો ને મામોરે લખજો, ઘણું કરી લખજો વીરો લીભીયો;
એક કાકોરે આવ્યોને મામોરે આવ્યો એક ના આવ્યો વીરો લોભીયો.
મારા લોભીયા વીરા લોભ ન કરીએ અવસરે આવીને ઉભા રહીએ,
મોડ મોડીયા મારે ઘેર ઘણા, વીરાના મોડની હોંસ ઘણી;
એક ઘાટ ગરચોળાં મારે ઘેર ઘણાં વીરાના ઘાટની હોંસ ઘણી.
આવળ મોતિના ચોક પૂરાવો રત્ન માંડયાં બેસણાં
રૂષિનારદ આવીને મંદિર બેઠા બલભદ્ર લખેરે કંકોતરી
ગણુપતિ ગોત્રજ ઘણા, જીરે સોળ સહસ્ર સુંદરી મળી.
ચાલી જસોદાને દરબાર ઘેન નવરાવવા,
જીરે ખાંડની ખોળો ઉકાળીરે. જીરે ઉત્તમજળ ઉનાં કર્યાં;
અણાવો ગંગાનાં નીર ઘેન નવરાવવા.
નવરાવે સોવાસણ ચાર
ઘેન નાહી ધોઇ ઉઠયાં, ઘેનને ગોત્રજ રન્નાદે ત્રુઠયાં
ઘેન નાહી ધોઈ પેરો સાડીરે, તમને ત્રુઠયાં ગોત્રજ માડીરે.
ઘેન નાહી ધોઈ પેરો ચોળીરે, તમને ત્રુઠયાં તે અંબા ભોળીરે,
ઘેન નાહી ધોઈ પેરો ચીર, તમને ત્રુઠયા હનુમંત વીર ૨૧૫

---

## પૂજા કરતી વખતનું ગીત.

કાળુ કાપડલુરે અણાવો, હનુમાનની મળીરે અણાવો,
ચાર ચૌટાની રજ અણાવો, રાખલડીને રત્ને જડાવો;
રાધાબાઈ પાસે રાખડી બંધાવો, બાંધે અર્જુન ઘેર નારી.
રાખડલી બંધામણ સાડી, તેતો આપે રતિ વહુને માડી,
રાખડલી બંધામણ હીરા, તેતો આપે રતિ વહુના વીરા;
રાખડલી બંધામણ આકા, તેતો આપે રતિ વહુના કાકા.
રાખડલી બંધામણ બાપ, તેતો આપે રતિ વહુના બાપ,
રાખડલી બંધામણ આંબા, તેતો આપે રતિ વહુના મામા; ૨૧૬

---

### નહી આવીને ઘરમાં પેસતી વખતનું ગીત.

મલપતી માળેણુ ઘેર આવે, સવા લાખના ચોસેરા લાવે,
ચોસેર પહેરો રતિ વહુ રાણી, તમારા સસરાજી સારંગપાણી;
ચોસેર પહેરો રતિ વહુ ગોરી, દ્રવ્ય ખરચે તમારા ધોરી.
ચોસેર પહેરો રતિ વહુ રંભા, તમારા તેજે આ ત્રિલોક થંભ્યા,
ચોસેર પહેરૂંતો રજ ભરાય, નહિ પહેરૂંતો નણુદ દુભાયે. ૨૧૭

———:———

માડી મોડ માલણુડી લાવે, સાસુ લીલડા જગ પથરાવે,
તણુદી રમી રામી ડગલાં ભરાવે, ડગે ડગે સોનૈયા મૂકાવે;
રતિ વહુ કાંકરા માંહી, રતિ રૂપ અનુપમ સાર.
તે તો આપે રતિ વહુના બાપ. ૨૧૮

——— ———

### સાજીનું ગીત.

હું તમને પૂછુ મારી ઘેન વહુ ગોરી. તમારી માતાએ શી સાધરપુરીરે,
તાહળીયા ભાજીને મહીં ઝાજાં મીઠાં, તેરે ખાઈ ઘેન ઢોલીએ સુતાં;
રાતના ચાર પોર જાજરૂ જઇ થાકયાં, માડીના જાયા ઊંઘો છો કે જાગો;
પાણીના લોટા ભરી ભરી આપો.
હું તમને પૂછુ મારાં ઘેન વહુ ગોરાં, તમારી સાસુએ શી સાધર પુરી;
ઊંનાં ઊંનાં ખાજાં ઉતરતી જલેબી, તેરે ખાઈ ઘેન ઢોલીએ સુતાં.
રાતના ચાર પોર ઘેનમાં ઘોર્યાં,
સાસુના જાયા ઊંઘો છો કે જાગો, પાનનાં બીડાં વાળી વાળી આપો.૨૧૯

———:———

સરસ્વતી સ્વામીને વીનવુંરે, ગણુપતિ લાગુ પાયરે;
પીઉડાજી આજ મેં તો પગરણ માંડીયાંરે.
સાસુ તેડાવો ને નણુદી તેડાવો, જેઠાણીને તમે તેડવા જાઓરે;
પીઉડાજી આજ મેં તો પગરણ માંડીયાંરે.
સાસુને સાલ્લો ને નણુદીને ગાળો, જેઠાણીને દખણીના ચીરરે;
પીઉડાજી આજ મેં તો પગરણ માંડીયાંરે.
સાસુ તો ખાઈ જશે નણુદી તો લેઇ જશે, જેઠાણી તો કાલે પાડ વાળેરે;
પીઉડાજી આજ મેં તો પગરણ માંડીયાંરે. ૨૨૦

## પુત્ર જન્મે ત્યારે વધામણીનાં ગીત ગાય છે તે.

ગોકુળ ગામને ગોંદરેરે, સાંજે સાંજી ભરાય;
ટોડરમલ પોઢયા પારણેરે.
ભાઈ સુથારી છે ચતુરસુજાણ, પારણાં ઘડજે શ્રીકૃષ્ણનાં:
ઘડજે ઘડજેરે રૂડા હંસને મોર, ચારે પાયેરે ચાર પુતળી.
ભાઇરે રંગારા તું છે ચતુરસુજાણ, પારણું રંગજેરે શ્રીકૃષ્ણનું;
રંગજે રંગજેરે રૂડા હંસને મોર, ચારે પાયેરે ચાર પુતળી.
ભાઈ ચિતારારે તું છે ચતુરસુજાણ, પારણું ચિતરજે શ્રીકૃષ્ણનું;
ચિતરજે રૂડા હંસને મોર, ચારે પાયેરે ચાર પુતળી. ૨૨૧

---

ગોકુળ ગામને ગોંદરેરે, સાંજે સાજી ભરાય;
સાજીમાં ટોપીરે અધલખી, ઉપર રચીયા છે કાપ.
ટોપી લાવ્યા કીયાભાઈના બાપ, બાલુડાને સોહે માડીનાં મન મોહે;
જુઓ જુઓ ટોપીરે અધલખી.
ટોપી ઉપર ફરતાં ફૂમતાં, ઉપર રચીયા છે આકા;
ટોપી લાવ્યા બાલુડાના કાકા, બાલુડાને સોહે માડીનાં મન મોહે,
જુઓ જુઓ ટોપી અધલખી.
કીયાભાઈ ટોપીનાં મૂલ કરે, કીયા ભાઈ ખરચે છે દામ;
જુઓ જુઓ ટોપીરે અધલખી. ૨૨૨

---

મથુરામાં વાગ્યાંરે ઢોલ, ગોકુળ ગઇરે વધામણી;
રાય ઘેર જન્મ્યારે, રૂડા બલભદ્ર વીર. આપોને નંદજી વધામણી. ૨૨૩

---

કંઈ સરસ્વતી સ્વામીને, કંઇ હરિ ચરણે હું લાગુરે;
કંઇ માગુરે શુદ્ધ બુદ્ધ સારદા, કંઈ મથુરા નગરીમાં ઢોલને ઢમકયાં.
કંઇ વંશને વાધ્યારે, કંઈ વસુદેવની કુળ વહુ;
કંઇ મથુરા નગરીમાં, ચીરના ચંદરવારે.
કંઈ જાદરના ગલીચારે, નંદજીને આંગણે;
કંઈ મથુરા નગરીમાં, ફૂકા કેરા કાદવરે.

કંઈ દધિ કેરા ઉત્સવ, નંદજીને બારણે;
કંઈ શ્રાવણ માસેરે, રૂડી મધરાતે.
કંઈ રોહિણી નક્ષત્રે, શ્રીકૃષ્ણ જન્મીયારે;
કંઇ જાયાને જન્મ્યારે, કંઈ વસુદેવને કુળ દીવારે.
ઘણું જીવોરે રૂડા તમાહારા,
કંઈ સ્હામેરે ટોડલે રૂડા જોશીડા નેડાવોરે;
કંઈ જન્માક્ષર મંડાવોરો,કૃષ્ણના જન્માક્ષર સોનાના.
કંઈ સોનાની લેખણરે, રવ રૂપા કેરા કાગસરે
કંઈ સિંદુર વરણા અક્ષર, ટપકા ટીપણે; ૨૨૪

———:———

ગમન કરોરે ગોપી આપણે આંગણલે, પ્રકટયા પુરૂષોત્તમજી કુંકુમને પગલે ૧
ઊંવા ઊંવા કરે આંગળાં ધાવે, અટવણ મેલુતો કહાન સ્હામારે આવે;
આણી અજવાળે દેખાડયારે કહાન, માતા ગોરી છે કહાન ભીંતે વાન.
નાકની દાંડી એની નંદજીના સરખી, નાક થકી ગોપી જુઓનેરે હરખી,
સાંકળાં સાંકળવાને આવ્યાંરે ફોઈ, એકના લાવ્યાં અખો મટની વાળી જોઈ
ફોઇરે કુંતા ફોઈ ઓલવણીએ આવ્યાં, હાથપગે સાંકળાં એરખા લેઈ આવ્યાં
૨૨૫



